# પ્રાર્થના પદ

: સંપાદક :
કવિવર્ય મહારાજ
**શ્રી નાનચંદ્રજી સ્વામી**
'સંતશિષ્ય'

: પ્રકાશક :
માણેકલાલ ચુનીલાલ ચીનાઈ
ઠે. શેઠ નગીનદાસ ફુલચંદ
૭૯, મ[illegible]

આવૃત્તિ ત્રીજી (બીજીવાર છાપી) પ્રત ૧૧૨૫

સંવત્ ૧૯૯૫ ઈ. સ. ૧૯૩૯
શ્રાવણ-પુરુષોત્તમ-માસ ઑગષ્ટ

કિંમત બે આના

: મુદ્રક :
મણિલાલ કલ્યાણદાસ પટેલ
ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ
પાનકોરના નાકા-અમદાવાદ



સૌ. વસંતબા ચુનીલાલ ચોનાઈ

## વિદ્યમાન જનક-જનેતાને ચરણે

શિરસાવંદ્ય પરમઉપકારી તીર્થસ્વરૂપ શિરછત્ર
પ્રાણદાતા જીવનદાતા વાત્સલ્યવારિધિ
અખંડ હિતચિંતક પરમવા'લેશરી
પરમપૂજ્ય પિતાશ્રી તથા
પરમપૂજ્ય માતુશ્રીની
પરમ પુનિત
સેવામાં

*

આપના
અનંત–અસીમ
ઉપકારોનો યત્કિંચિત્ બદલો
વાળવા અમો સર્વથા અસમર્થ
છીએ; તો પણ પુષ્પપાંખડી રૂપે પ્રભુ-
ભજનનું આ લઘુ–પુસ્તક આપના
ચરણ કમળમાં ધરી અમો સદાય
આ પ ની અ મી દૃ ષ્ટિ ના
યાચક બનીએ
છી એ.

: આપના બાળકો :
**જીવણલાલ** તથા **માણેકલાલ**
**ચીનાઈ**

# વિનમ્ર વિજ્ઞાપન

પહેલેથી વ્યાપારી જીવનમાં હું જોડાઈ ગયેલ હોવાથી કોઈપણ જાતના વિશિષ્ટ પુસ્તકો વાંચવા તરફ મારું ધ્યાન ઓછું ખેંચાયેલ; તેમજ સત્સંગ કે ધર્મકથા પ્રત્યે પણ મને જોઈએ તેવી અભિરૂચિ પેદા થઈ ન હતી. છતાં પણ 'પ્રાર્થના પદ'નું આ પુસ્તક છપાવી તેનો પ્રચાર કરવાની ભાવના કેમ ઉત્પન્ન થઈ તેની થોડી હકીકત મારા સ્નેહીજનો પાસે રજુ કરતાં મને અત્યંત હર્ષ થાય છે.

ઘણે ભાગે પુરુષો કરતાં જેમ સ્ત્રીઓના હૃદયો, ધાર્મિક સંસ્કારો દ્વારા સરળતાથી સુવાસિત બની જાય છે, તેમ અમારા કુટુંબમાં પણ છેલ્લા ચારેક વર્ષોથી અનોખી ભાત પડવા લાગી છે. એટલે કે જે પુરુષની હું આ પ્રસંગે પિછાણ કરાવવા માગું છું તેઓનાજ સત્સંગની સીધી અસરો મારા કુટુંબમાં થતી હું જોઈ રહ્યો છું.

આજથી ચાર વર્ષ પૂર્વે, વરસોવા (અંધેરી) ના દરિયા-કાંઠે, **કવિવર્યપંડિત મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામી** (સંતશિષ્ય) પોતાની સ્વતંત્ર પ્રતિભાપૂર્વક વિચરતા હતા ત્યારે અમોને તેઓશ્રીનો પ્રથમ પરિચય થયેલો. 'જૈન' હોવા છતાં કોઈપણ જાતના સાંપ્રદાયિક બંધનને તેઓશ્રી સ્વીકારતા ન હતા, એવું અમોને થોડાજ પરિચયથી લાગવા માંડયું. સહવાસ વધવાથી પછી તો, અમો વૈષ્ણવ સંપ્રદાયના હોવા છતાં તેઓ-શ્રીના સત્સંગનો લાભ લેવામાં અમોને જરાય સંકોચ થતો નહિ. જેમ જેમ તેઓશ્રીના વધુ પરિચયમાં આવતા ગયા

તેમ તેમ આધ્યાત્મિક ધર્મના ઉદાર વિચારોવાળી તેઓશ્રીની ઉપદેશ શૈલીએ અમારા ઉપર જાદુઈ અસર ઉપજાવી. ખરેખર, દરેક સંપ્રદાયમાં આવા ઉત્તમ કોટિના સંત પુરુષ હોય તો કેવું સારું !

તેઓશ્રીની પ્રાર્થના, ભજનો, કથાઓ અને વ્યાખ્યાનોનું અમૃતપાન કર્યા પછી સર્વમાન્ય ધાર્મિક સંસ્કારો પ્રત્યે અમોને એવો આદરભાવ ઉત્પન્ન થયો છે કે, પેલી પ્રસિદ્ધ લોકોક્તિ "**हस्तिना ताड्यमानोऽपि न गच्छेत् जैन-मंदिरम्**" ઉપર હવે અમોને ખૂબજ હસવું આવે છે. કેવળ સાંપ્રદાયિક વાડાબંધીમાંથી જ એવા ઝેરી વચનો ફૂટી નીકળે છે એવું અમોને હવે સ્પષ્ટ સમજાય છે. આ મુનિમહારાજશ્રી પોતે તો, સર્વને પોત–પોતાના ધર્મમાં સ્થિર કરી, વિશ્વધર્મનો સુંદર મેળ સાધી રહ્યા છે. આટલી અંગત હકીકત જણાવી, હું આ પુસ્તકનો લાભ લેનાર દરેક વ્યક્તિને એકવાર જરૂર એ મહાપુરુષનો પરિચય કરવા વીનવું છું.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં એકલો પ્રચારનો ખ્યાલ રાખ્યો છે એટલું જ નહિ, પરંતુ તેમાં રહેલી વસ્તુ ગુંથણી દ્વારા સંપાદક મહાનુભાવ પ્રત્યેની અમારી શ્રદ્ધાને અનેક ગણી વધેલી જોવાનો પણ અમારો અભિલાષ છે. ૐ શાન્તિ

**વરસોવા (અંધેરી)**
: દરિયામહેલ :
તા. ૧–૮–૧૯૩૯
મંગળવાર

**માણેકલાલ ચુનીલાલ ચીનાઈ**

# અનુક્રમ



## વર્ણાનુક્રમે પદ સૂચિ

# પ્રાર્થના શા માટે

મને એમ લાગે છે કે સામાજિક પ્રાર્થનામાં રસ પેદા નથી થતો તેનું એક કારણ વ્યક્તિગત પ્રાર્થનાની આવશ્યકતાનું અજ્ઞાન હોય. વ્યક્તિગત પ્રાર્થનામાંથી જ સામાજિક પ્રાર્થનાની વ્યવસ્થા થઈ છે. વ્યક્તિને પ્રાર્થનાની ભૂખ ન હોય તો સમાજને ક્યાંથી હોઈ શકે? સામાજિક પ્રાર્થનાનો ઉપયોગ પણ વ્યક્તિના લાભને સારુ છે. વ્યક્તિને આત્મદર્શનમાં—આત્મશુદ્ધિમાં—સામાજિક પ્રાર્થના મદદ આપે છે. તેથી વ્યક્તિગત પ્રાર્થનાની કિંમત સહુએ સમજી લેવાની આવશ્યકતા છે. બચ્ચું સમજણું થાય કે તુરત માતા તેને પ્રાર્થના શીખવે જ. બધા ધર્મને આ સામાન્ય વસ્તુ છે.

આ પ્રાર્થનાના બે સમય તો ચોખ્ખા છે; એટલે કે ઉઠતાવેંત અંતર્યામીને યાદ કરવો ને રાત્રિના આંખ મીંચતાં તેને યાદ રાખવો. એ વચ્ચે જાગ્રત સ્ત્રીપુરુષ પ્રત્યેક ક્રિયાને અંગે અંતર્યામીને યાદ કરશે ને શાક્ષી રાખશે. આમ કરનારથી ખરાબ કૃત્ય તો થાય જ નહિ, અને છેવટે તેને એવી ટેવ પડશે કે પ્રત્યેક વિચારનો તે ઈશ્વરને સાક્ષી રાખશે, સ્વામી બનાવશે. એ શૂન્યવત્ થવાની સ્થિતિ થઈ. આમ જેની સમક્ષ આખો વખત ઈશ્વર છે તેના હૃદયમાં નિરંતર રામ વસે છે.

આવી પ્રાર્થના સારુ ખાસ મંત્ર કે ભજનની જરૂર હોતી નથી. જોકે પ્રત્યેક ક્રિયાના આરંભ અને અંતને સારુ મંત્રો જોવામાં આવે છે, પણ તેની આવશ્યકતા નથી. ગમે તે નામે, ગમે તે રીતે, ગમે તે સ્થિતિમાં, ઈશ્વરને યાદ કરવાનો છે.

આમ કરવાની ટેવ બહુ ઓછાને પડે છે. ઘણાને પડી હોય તો જગતમાં પાપ ઓછું હોય, મલિનતા ઓછી હોય ને પરસ્પરનો વ્યવહાર શુદ્ધ થઈ જાય. એવી શુભ સ્થિતિને પહોંચવા સારુ પ્રત્યેક મનુષ્યે મેં કહ્યા તે એ વખત તો રાખવા જ જોઇએ; અને બીજા પણ પોતે ગોઠવી લે અને નિત્ય તેમાં વધારો કરતો જાય, કે જેથી છેવટે પ્રતિશ્વાસ રામનામ નીકળે.

આ વ્યક્તિગત પ્રાર્થનામાં વખત મુદ્દલ જતો નથી, તેમાં વખતની જરૂર નથી, અમૂર્છાની જરૂર છે. જેમ આંખ મીંચતાં વખત જતો લાગતો નથી તેમ વ્યક્તિગત પ્રાર્થનામાં વખત જતો લાગતો નથી. પણ જેમ પોપચાં પોતાનું કામ કરે છે એમ જાણીએ છીએ તેમ પ્રાર્થના હૃદયમાં ચાલવી જોઈએ. આવી પ્રાર્થના કરનારે યાદ રાખવું જોઇએ કે જેનું હૃદય મલિન છે તે મલિનતા રહેવા દઈને પ્રાર્થના ન કરી શકે. એટલે પ્રાર્થના વખતે તેણે મલિનતાનો ત્યાગ કરવોજ જોઇએ. જેમ કોઈ મનુષ્ય તેને જુએ ત્યારે મલિન કામ કરતાં એ શરમાશે તેમ જ તેણે ઈશ્વરની સમક્ષ પણ મલિન કામ કરતાં શરમાવું જોઈએ. પણ ઈશ્વર તો હંમેશાં આપણાં દરેક કૃત્યને જુએ છે, વિચારને જાણે છે. એટલે એવી એક પણ ક્ષણ નથી કે જ્યારે તેનાથી છાના કંઇ કામ કે વિચાર થઈ શકે. આમ જે હૃદયપૂર્વક પ્રાર્થના કરશે તે છેવટે ઈશ્વરમય જ થશે, એટલે નિષ્પાપ થશે. *

—ગાંધીજી

* ‘આશ્રમવાસી પ્રત્યે’ માંના ‘વ્યક્તિગત પ્રાર્થના’ વાળા પ્રકરણમાંથી ઉદ્ધૃત.

પ્રભુ !

મારા જીવનના ચોપડે તારું એટલું બધું જમા છે કે તેનું સાદું વ્યાજ પણ હું આપી શકું તેમ નથી; તો પછી પ્રભુ! અસલનું તો પૂછવું જ શું ?

એક પણ એવો દિવસ, એક પણ એવી ક્ષણ જતી નથી કે નાથ ! તારું કંઈ ને કંઈ જમા થતું ન હોય !

માલિક !

તારું લેણું તું પોતેજ માંડી વાળે તોજ મારો છૂટકારો થાય. બીજો ઉપાય નથી.

અહો હો ! દીનાનાથ ! !

હું તે તારી અનહદ કૃપા સંભારું
કે....મારી અમર્યાદ કૃતઘ્નતા ? *

---

* શ્રી. વલ્લભજી ભાણુજી કૃત 'અંતરના અમી'માંથી.

२१८७५

# પ્રાર્થના પદ

## સવારની પ્રાર્થના

: વસંત તિલકા :

**प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्वं**
**सच्चित्सुखं परमहंसगतिं तुरीयं**
**यत् स्वप्न जागर सुषुप्तमवैति नित्यं**
**तद् ब्रह्म निष्कल महं न च भूतसंगः १**

સવારના પહેરમાં મારા હૃદયમાં સ્ફુરતા આત્મતત્ત્વનું હું સ્મરણ કરું છું; તે સત્રૂપ, જ્ઞાનરૂપ અને સુખરૂપ છે: પરમ-હંસોની તે છેલ્લી ગતિ છે; તે ચતુર્થ પદ છે; તે સ્વપ્ન જાગૃતિ અને નિદ્રા ત્રણેને સતત જાણે છે; તે શુદ્ધ બ્રહ્મ છે; અને તેજ હું છું; પંચ મહાભૂતથી બનેલો આ દેહ તે હું નથી.

**प्रातर्भजामि मनसो वचसामगम्यं**
**वाचो विभान्ति निखिला यदनुग्रहेण**
**यन्नेति नेति वचनैर्निगमा अवोचु-**
**स्तं देव देव मज मच्युत माहु रग्रयं २**

જે મન અને વાણીથી અગોચર છે, જેનીજ કૃપાવડે ચતુર્વિધ વાણી પ્રવર્તે છે, જેનું વર્ણન વેદો પણ ‘ તે આ નથી,

આ નથી' એ રીતેજ કરી શકયા, તે બ્રહ્મને સવારે ઊઠીને હું ભજું છું. ઋષિઓએ તેને દેવોના દેવ, અજન્મા, પતન રહિત અને સૌથી આદિ તરીકે વર્ણવેલું છે.

**प्रातर्नमामि तमसः परमर्कवर्णं**
**पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यं**
**यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ**
**रज्ज्वां भुजंगम इव प्रतिभासितं वै ३**

અંધકારથી પર સૂર્ય જેવું, પૂર્ણ, શાશ્વત આધાર, પુરુષોત્તમ નામથી ઓળખાયેલું, એવા પરમાત્મ તત્ત્વને હું સવારે ઊઠીને નમસ્કાર કરું છું, તે અનંત સ્વરૂપની અંદર આ આખું જગત રજ્જુમાં જેમ સર્પ દેખાય છે તેમ, પ્રતીત થાય છે.

**यो ऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्तां**
**संजीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना**
**अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्**
**प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यं ४**

હે સર્વશક્તિમાન! તું મારા હૃદયમાં વાસ કરે છે; તારા તેજથી મારી સૂતેલી વાણીને જાગ્રત કરે છે; મારા હાથ, પગ, કાન ત્વચા વગેરે અન્ય પ્રાણોમાં પ્રાણ રેડે છે; એવા હે ભગવાન, તને મારા હજારો નમસ્કાર હજો.

**श्रेयोनिवासभवनं त्रिजगत्सु पूज्यं**
**दारिद्र्यदुःखकरकल्पतरुं दयालुं**
**अज्ञानगाढतमसोऽर्कमनन्तबोधं**
**श्रीमन्तमीश्वरमहं प्रणमामि नित्यं ५**

જે કલ્યાણના નિવાસ સ્થાન રૂપ છે, ત્રણે જગતમાં જે પૂજવા યોગ્ય છે, જે દરિદ્રતા દૂર કરનાર કલ્પતરુ સમાન છે, જે દયાળુ છે, જે અજ્ઞાનરૂપી ગાઢ અંધકારને ભેદવામાં જ્ઞાનરૂપ સૂર્ય સમાન છે, જે અનંત જ્ઞાન સ્વરૂપ છે એવા જ્ઞાન લક્ષ્મી યુક્ત ઈશ્વરને હું હંમેશાં નમસ્કાર કરું છું.

× × × ×

त्वत्संस्तवेन भवसंततिसन्निबद्धं
पापं क्षणात् क्षयमुपैति शरीरभाजां
आक्रांतलोक मलिनील मशेषमाशु
सूर्यांशुभिन्न मिवशार्वर मंधकार ६

આખા લોકમાં વ્યાપ્ત, કાળુ ભમ્મર જેવું રાતનું બધું ય અંધારૂં જેમ સૂર્યના કિરણોથી તત્કાળ નાશ પામે છે તેમ હે પ્રભો! આપના સ્તવન વડે ભવ પરંપરાથી બંધાયેલ દેહ ધારી જીવોનું પાપ ક્ષણવારમાંજ નાશ પામી જાય છે.

आस्तां तव स्तवनमस्तसमस्तदोषं
त्वत्संकथापि जगतां दुरितानि हंति
दुरे सहस्त्रकिरणः कुरुते प्रभव
पद्माकरेषु जलजानि विकासभांजि ७

પ્રભો! બધાય દોષોનો જેણે નાશ કરેલ છે એવાં આપના સ્તવનની તો વાતજ મૂકો, પરંતુ આપની સુકથા પણ ત્રણે જગતના પાપોને હણી નાખે છે. જેમ હજારો કિરણવાળો સૂર્ય દૂર હોવા છતાં તેની પ્રભાજ સરોવરમાં રહેલા કમળોને વિકસિત બનાવે છે તેમ.

नात्यद्‌भुतं भुवनभुषण भुतनाथ
भुतैर्गुणैर्भुवि भवंतमभिष्टुवंतः
तुल्या भवंति भवतो ननु तेन किं वा
भुत्याश्रितं य इह नात्मसमं करोति ? ८

ત્રણે ભુવનમાં ભૂષણ રૂપ થયેલ હે નાથ ! સત્ય એવા આપના ગુણો વડે, જગતમાં આપની સ્તુતિ કરનારા મનુષ્યો આપના જેવાજ બને છે એ કાંઈ બહુ આશ્ચર્ય નથી. કારણ કે આ જગતમાં ધનાઢ્ય પોતાના આશ્રિતને ધનથી પોતાના જેવો નથી કરતો ? કરે છેજ.

दृष्ट्वा भवंतमनिमेषविलोकनीयं
नान्यत्र तोषमुपयाति जनस्य चक्षुः
पित्वा पयः शशिकरद्युतिदुग्धसिंधोः
क्षारं जलं जलनिधेरशितुं क इच्छेत् ९

મટકું માર્યા વિના જોવા લાયક આપને દેખ્યા પછી માણસની દૃષ્ટિ બીજે ક્યાંય સંતોષ પામતી નથી. ચંદ્રના કિરણ જેવી કાન્તિવાળા ક્ષીર સમુદ્રનું પાણી પીધા પછી લવણ સમુદ્રનું ખારું પાણી પીવાની કોણ ઈચ્છા કરે !

त्वामामनंति मुनयः परमं पुमांस
मादित्यवर्णममलं तमसः पुरस्तात्
त्वामेव सम्यगुपलभ्य जयंति मृत्युं
नान्यः शिवः शिवपदस्य मुनींद्र पंथाः १०

અન્ધકારની આગળ સૂર્યના જેવી કાન્તિવાળા, નિર્મળ એવા આપનેજ ઉત્કૃષ્ટ પુરુષરૂપે મુનિઓ સ્વીકારે છે.

આપનેજ સમ્યગ રીતે પામીને તેઓ મૃત્યુને જીતે છે. માટે હે મુનિઓના ઇન્દ્ર! મોક્ષ માર્ગનો આપના સિવાય બીજો કોઈ કલ્યાણકારી માર્ગ નથી.

त्वामव्ययं विभुमचिंत्यमसंख्यमाद्यं
ब्रह्माणमीश्वरमनंतमनंगकेतुं
योगीश्वरं विदितयोग मनेकमेकं
ज्ञान स्वरुप ममलं प्रवदंति संतः ११

સંતપુરુષો આપનેજ અવ્યય, ઐશ્વર્યયુક્ત, અચિંત્ય ગુણ સંખ્યારહિત, આદિરૂપ, બ્રહ્મરૂપ, ઈશ્વરૂપ, અનંત સ્વરૂપ, કામને બાળી નાખવામાં ધૂમકેતુસમાન, યોગીપુરૂષોના સ્વામી, જેણે બધા યોગ જાણેલા છે તેવા, જ્ઞાનદષ્ટિએ સર્વમાં રહેલ અનેક સ્વરૂપી અદ્વિતીય, જ્ઞાનસ્વરૂપી અને નિર્મળ કહે છે.

बुद्धस्तमेव विबुधार्चितबुद्धिबोधात्
त्वं शंकरोऽसि भुवनत्रयशंकरत्वात्
धातासि धीर शिवमार्गविधे र्विधानात्
व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि १२

જેના જ્ઞાન ઉપદેશને ખુદ દેવોએ પૂજેલ છે તેથી તમેજ બુદ્ધ ભગવાન છો; ત્રણે ભુવનને સુખ કરનાર હોવાથી તમેજ શંકર ભગવાન છો; મોક્ષ માર્ગની વિધિનું વિધાન કરનાર હોવાથી હે ધીર! તમેજ વિધાતા છો; હે ભગવાન તમેજ પ્રગટપણે પુરુષોત્તમ ભગવાન છો.

तुभ्यं नमस्त्रिभुवनार्तिहराय नाथ !
तुभ्यं नमः क्षितितलामलभूषणाय
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय
तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय १३

ત્રણે ભુવનની પીડાને હરણ કરનાર હે નાથ! આપને નમસ્કાર હો! પૃથ્વીતલને વિષે નિર્મલ અલંકાર રૂપ આપને નમસ્કાર હો! ત્રણે જગતના પરમેશ્વરરૂપ આપને નમસ્કાર હો! હે જિન! ભવસમુદ્રનું શોષણ કરનાર આપને નમસ્કાર હો!

तुभ्यं नमः समयधर्मनिरूपकाय
तुभ्यं नमोऽसुरनरामरसेविताय
तुभ्यं नमो दुरितरोगचिकित्सकाय
तुभ्यं नमः कुशलमार्गविधायकाय १४

સમય ધર્મનું નિરૂપણ કરનાર પ્રભો! તમને નમસ્કાર હો! દાનવ—માનવ અને દેવોથી સેવાયેલ તમને નમસ્કાર હો! (આધ્યાત્મિક) દોષ રૂપી રોગનું નિદાન કરનાર તમને નમસ્કાર હો! (મોક્ષના) સુંદર માર્ગનું વિધાન કરનાર તમને નમસ્કાર હો!

तुभ्यं नमो विदितभव्यजनाशयाय
तुभ्यं नमः सकलवाङ्मयपारगाय
तुभ्यं नमः कुमतितापसुभंजनाय
तुभ्यं नमो दलितमोहतमोभराय १५

જેણે ભવ્ય જીવોના હૃદયના ભાવ જાણેલ છે એવા હે પ્રભો! તમને નમસ્કાર હો! સમસ્ત શાસ્ત્રોના હાર્દને પામી ચૂકેલા તમને નમસ્કાર હો! કુબુદ્ધિના સંતાપને નાશ કરનાર તમને નમસ્કાર હો! જેણે મોહ રૂપી અંધકારના સમૂહને દળી નાખેલ છે! એવા હે પ્રભો તમને નમસ્કાર હો!

उद्भूतभीषणजलोदरभारभुग्नाः
शोच्यां दशामुपगताश्च्युतजीविताशाः
त्वत्पादपंकजरजोमृतदिग्धदेहा
मर्त्या भवंति मकरध्वजतुल्यरुपाः १६

ઉત્પન્ન થયેલ ભયંકર જલોદરના ભારથી વાંકાવળી ગયેલા ખેદ કરવા લાયક દશાને પામેલા અને જીવનની જેણે આશા છોડી દીધી છે તેવા મનુષ્યો આપના ચરણ કમલની રજરૂપી અમૃતના સ્પર્શ માત્રથી કામદેવના જેવા રૂપવાળા થાય છે.

आपादकंठमुरुशृंखलवेष्टितांगा
गाढं बृहन्निगडकोटिनिघृष्टजंघाः
त्वन्नाममंत्रमनिशं मनुजाः स्मरंतः
सद्यःस्वयं विगतबंधभया भवंति १७

પગથી તે કંઠ સુધી મોટી સાંકળોથી વીંટળાયેલ છે અંગ જેના, બહુ મોટી બેડીઓના ધારવાળા છેડાથી ઘસાયેલ છે જંઘાઓ જેની એવા મનુષ્યો આપના નામરૂપી મંત્રનું સ્મરણ કરતાં થકા તુરતજ બંધન અને ભય વગરના થાય છે.

'ભક્તામર' સ્તોત્રમાંથી.

× × × ×

आस्तामचिंत्यमहिमा जिन ? संस्तवस्ते
नामापि पाति भवतो भवतो जगंति
तीव्रातपोपहत-पांथजनान्निदाघे
प्रीणाति पद्मसरसः सरसोऽनिलोपि १८

હે જિનેશ્વર! અંચિત્ય મહિમાવાળા આપના સ્તવનની તો વાતજ મૂકી દો. પરંતુ આપનું નામ પણ ત્રણે જગતને સંસારના તાપથી બચાવી લે છે. ગ્રીષ્મ ઋતુમાં આકરા તાપથી હણાયેલ પથિક જનોને, પદ્મ સરોવર તો શાન્તિ આપેજ પરંતુ સરોવરના જલબિંદુથી ભીનો થયેલો પવન પણ સંતોષ આપે છે.

**हृद्वर्तिनि त्वयि विभो ! शिथिलीभवंति**
**जंतोः क्षणेन निविडा अपि कर्मबंधाः**
**सद्यो भुजंगममया इव मध्यभाग**
**मभ्यागते वनशिखंडिनि चंदनस्य १९**

હે સ્વામી! આપ હૃદયમાં રહો ત્યારે, જીવના મજબુતમાં મજબુત પણ કર્મના બંધનો ક્ષણ માત્રમાં શિથિલ થઇ જાય છે. ચંદન વૃક્ષના સર્પમય બંધનો જેમ વનનો મોર મધ્ય ભાગમાં (મેદાનમાં) આવે ત્યારે તત્કાળ ઢીલા પડી જાય છે તેમ.

**मुच्यंत एव मनुजाः सहसा जिनेंद्र !**
**रौद्रै रुपद्रवशतै स्त्वयि वीक्षितेपि**
**गोस्वामिनि स्फुरिततेजसि दृष्टमात्रे**
**चौरे रिवाशु पशवः प्रपलायमानै २०**

હે જિનેન્દ્ર! આપનું દર્શન થયું કે તુરતજ સેંકડો ભયાનક ઉપદ્રવોથી મનુષ્યો જરૂર મુક્ત થઇ જાય છે. દેદીપ્યમાન તેજવાળો સૂર્ય અથવા ગોવાળ માત્ર દેખાયે છતે જેમ નાસભાગ કરતાં ચોરોથી જનાવરો તત્કાળ મુક્ત થાય છે તેમ.

त्वां योगिनो जिन ! सदा परमात्मरूप
मन्वेषयंति हृदयांबुजकोशदेशे
पूतस्य निर्मलरुचे र्यदि वा किमन्य-
दक्षस्य संभवि पदं ननु कर्णिकाया: २१

હે જિન ! પરમાત્માસ્વરૂપ એવા આપને યોગીજનો નિરંતર હૃદય કમળની કળીના મધ્ય પ્રદેશમાં શોધે છે—જ્ઞાન દૃષ્ટિથી જુએ છે. નિર્મળ કાંતિવાળા તથા પવિત્ર એવા કમળનું (અક્ષસ્ય) સ્થાન ખરેખર બીજ કોશ (કર્ણિકા) થકી ભિન્ન બીજું કયું સંભવે ?

ध्यानाज्जिनेश भवतो भविन: क्षणेन
देहं विहाय परमात्मदशां व्रजंति
तीव्रानलादुपलभावमपास्य लोके
चामीकरत्वमचिरादिव धातुभेदा: २२

હે જિનેશ આપનું ધ્યાન કરવાથી ભવ્યજીવો ક્ષણ માત્રમાં દેવ ભાવને તજી પરમાત્મદશાને પામે છે. (રસાયણી) દુનિયામાં જેમ પ્રચંડ અગ્નિના પ્રયોગથી જુદી જુદી ધાતુઓ પથ્થરના ભાવને તજી દઈ થોડા વખતમાં જ સુવર્ણપણાને પામે છે તેમ.

आत्मा मनीषिभिरयं त्वदभेदबुद्ध्या
ध्यातो जिनेंद्र ! भवतीह भवत्प्रभाव:
पानीयमप्यमृत मित्यनुचिंत्यमानं
किं नाम नो विषविकारमपाकरोति ? २३

હે જિનેન્દ્ર! આપની સાથે અભેદ બુદ્ધિથી, પ્રાજ્ઞ પુરુષો વડે ધ્યાન કરાયેલ આ આત્મા આપના સરખાજ પ્રભાવવાળો

થાય છે. અમૃતરૂપે ચિંતવાયેલું પાણી પણ શું આ જગતમાં વિષના વિકારને દૂર નથી કરતું?

**धन्यास्त एव भुवनाधिप ! ये त्रिसंध्य**
**माराधयंति विधिवद् विधुतान्यकृत्याः**
**भक्त्योल्लसत्पुलक पक्ष्मल देहदेशाः**
**पादद्वयंतव विभो ! भुवि जन्मभाजः ૨૪**

હે ત્રણ ભુવનના અધિપતિ! જેણે બીજા બધાંય કાર્યો તજેલ છે, ભક્તિથી ઉલ્લાસ પામતાં રોમાંચથી જેના અંગોપાંગ વ્યાપ્ત છે અને હે વિભો! જેઓ આપના ચરણયુગલનું વિધિપૂર્વક ત્રિકાળ આરાધન કરે છે તે દેહધારી જીવોજ આ દુનિયામાં ધન્ય છે!

**अस्मिन्नपार भववारि निधौ मुनीश !**
**मन्ये न मे श्रवणगोचरतां गतोऽसि**
**आकर्णिते तु तव गोत्रपवित्रमंत्रे**
**किं वा विपद्विषधरी सविधं समेति ? ૨૫**

હે મુનીશ! આ અપાર સંસાર સમુદ્રને વિષે, આપ મારા કાનના વિષયરૂપ થયાજ નથી અર્થાત્ મેં આપને સાંભળ્યાજ નથી એમ હું માનું છું. આપનું નામ–ગોત્રરૂપી પવિત્ર મંત્ર સાંભળ્યે છતે શું વિપત્તિ રૂપી નાગણ પાસે આવી શકે?

**जन्मांतरेऽपि तव पादयुगं न देव !**
**मन्ये मया महितमोहितदानदक्षं**
**तेनेह जन्मनि मुनीश ! पराभवानां**
**जातो निकेतनमहंमथिताशयानां ૨૬**

 ૨૧૮૪૫

હે દેવ! ગત અનંત જન્મોને વિષે પણ, વાંછિત દાન કરવામાં ચતુર એવા આપના ચરણયુગલનું મેં પૂજન કર્યું નથી એમ હું માનું છું. તેથીજ આ જન્મને વિષે હે મુનીશ! મથી નાખેલ છે હૃદયનો મર્મ ભાગ જેણે એવા પરાભવોના ધામરૂપે હું જન્મેલો છે.

नूनं न मोहतिमिरावृतलोचनेन
पूर्वं विभो ! सकृदपि प्रविलोकितोऽसि
मर्माविधो विधुरयंति हि मामनर्थाः
प्रोद्यत्प्रबंधगतयः कथमन्यथैते ? २७

હે વિભો! મોહરૂપી અંધકારથી ઢંકાયેલ છે નેત્રો જેના એવા મારા વડે અગાઉ એકવાર પણ આપ દેખાયા નથી, કારણ કે નહિ તો હૃદયના આશયને વીંધી નાખનારા અને ઉત્પન્ન થયેલ છે કર્મ પ્રબંધની પ્રવૃત્તિ જેમાં એવા અનર્થો-અનિષ્ટો મને શા માટે પીડા આપે? અર્થાત્ આપનું જેને દર્શન થયું છે તેને કોઇ પણ અનર્થો પીડી ન શકે.

आकर्णितोऽपि महितोऽपि निरीक्षितोऽपि
नूनं न चेतसि मया विधृतोसि भक्त्या
जातोऽस्मि तेन जनबांधव ! दुःखपात्रं
यस्मात्क्रियाः प्रतिफलंति न भावशून्याः २८

આપને મેં સાંભળેલા પૂજેલા જોયેલા છતાંપણ, ખરેખર મેં હૃદયમાં ભક્તિપૂર્વક આપને ધારણ કર્યા નથી. તેથીજ હે જનબાંધવ! આજે હું દુઃખના ભાંજનરૂપે ઉત્પન્ન થયો છું.

કારણ કે ભાવ વગરની ક્રિયા ( શ્રવણ, પૂજન કે દર્શન ) ફલ આપતી નથી.

**त्वं नाथ ! दुःखजनवत्सल हे शरण्य !**
**कारुण्य पुण्यवसते वशिनां वरण्य**
**भक्त्या नते मयि महेश ! दयां विधाय**
**दुःखाकुरोद्दलनतत्परतां विधेहि** ૨૯

હે દુઃખીજન પ્રત્યે માયાળુ ! શરણ કરવા યોગ્ય ! હે દયા અને પુણ્યના ધામ ! હે મુનિઓમાં શ્રેષ્ઠ ! ભક્તિપૂર્વક નમેલા મારે વિષે દયા કરીને હે મહેશ ! આપ દુઃખના બીજનો નાશ કરવાની તત્પરતા કરો.

**निःसंख्यसारशरणं शरणं शरण्य**
**मासाद्य सादितरिपु प्रथितावदातं**
**त्वत्पादपंकजमपि प्रणिधानवंध्यो**
**वध्योऽस्मि चेद् भुवनपावन! हा! हतोऽस्मि** ૩૦

અનંત શક્તિના આશ્રયરૂપ, શરણ કરવા યોગ્યને શરણ રૂપ, નાશ કરેલ છે શત્રુ જેણે અને પ્રસિદ્ધ છે પ્રભાવ જેનો એવા આપના ચરણકમલને પામ્યા પછી પણ જો હું ધ્યાનશૂન્ય થયો છું તો હે ભુવનને પવિત્ર કરનાર પ્રભો ! હું રાગાદિ શત્રુ વડે વધ કરવા યોગ્ય છું. હા ! દુર્દૈવથી હણાયેલો છું.

**देवेंद्रवंद्य ! विदिताखिलवस्तुसार !**
**संसारतारक विभो भुवनाधिनाथ !**
**त्रायस्व देव करुणाहृद् मां पुनीहि**
**सीदंत मद्य भयदव्यसनांबुराशेः** ૩૧

હે દેન્વેદ્રોને વંદન કરવા યોગ્ય ? હે સમસ્ત પદાર્થના રહસ્ય જ્ઞાતા ! હે સંસાર તારક ! હે વિભો ! હે ભુવનાધિનાથ ! હે કરુણાના સાગર ! હે દેવ ! ભય દેનારા સંકટોરૂપી મહાસાગરથી આજ મારું રક્ષણ કર અને ખેદ પામતા એવા મને પાવન કર !

**यद्यस्ति नाथ। भवदंघ्रिसरोरूहाणां**
**भक्तेः फलं किमपि संतत संचितायाः**
**तन्मे त्वदेकशरणस्य शरण्य भूयाः**
**स्वामी त्वमेव भुवनेऽत्र भवांतरेऽपि ३२**

હે નાથ ! નિરંતર પુષ્ટ થયેલી, આપના ચરણ કમળની ભક્તિનું જો કાંઈ પણ ફળ હોય તો, હે શરણ્ય ! જેને આપ એકજ શરણરૂપ છો એવા મને, આ લોકમાં અને બીજા જન્મોને વિષે પણ આપજ સ્વામીરૂપે પ્રાપ્ત થાઓ !

" કલ્યાણ મંદિર સ્તોત્ર " માંથી.

## સાંજની પ્રાર્થના

: શાર્દૂલવિક્રીડિત :

अर्हन्तो भगवन्त इन्द्रमहिताः सिद्धाश्च सिद्धिस्थिताः
आचार्या जिनशासनोन्नतिकराः पूज्या उपाध्यायकाः
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधकाः
पंचैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु नो मंगल १

ઇન્દ્રોથી પૂજાયેલ અર્હન્ત ભગવાન, સિદ્ધ દશામાં રહેલા સિદ્ધ ભગવાન, જિનશાસનની ઉન્નતિ કરનારા આચાર્ય દેવો પૂજ્ય એવા ઉપાધ્યાયો, શ્રીઆગમ સિદ્ધાન્તનું પઠન પાઠન કરનારા તથા દર્શન, જ્ઞાન અને ચારિત્ર રૂપી રત્નત્રયનું આરાધન કરનારા મુનિવરો, એ પાંચે પરમ ઇષ્ટ દેવો હંમેશા અમારૂં મંગલ કરો.

यं ब्रह्मावरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवैः
वेदैः सांगपदक्रमोपनिषदै गायंति यं सामगाः
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यन्ति यं योगिनः
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः २

બ્રહ્મા, વરૂણ, ઇંદ્ર. રૂદ્ર અને પવનો દિવ્ય સ્તોત્રોથી જેમની સ્તુતિ કરે છે, સામવેદનું ગાન કરનારા મુનિઓ અંગો, પદ ક્રમ અને ઉપનિષદ સાથે વેદોથી જે પરમાત્માની સ્તુતિ કરે છે, યોગિઓ સમાધિ ચડાવીને તે સ્વરૂપનાં રહેલા મન વડે જેમનાં દર્શન કરે છે, અને દેવતાઓ તથા દૈત્યો જેમના મહિમાના પારને પામતા નથી તે પરમાત્માને હું નમસ્કાર કરું છું.

विष्णु र्वा त्रिपुरान्तको भवतु वा ब्रह्मा सुरेन्द्रोऽथवा
भानु र्वा शशलक्षणोऽथ भगवान् बुद्धोऽथ सिद्धोऽथवा
ग रागद्वेषविषार्त्ति मोहरहितः सत्त्वानुकंपोद्यतो
यः सर्वैः सह संस्कृतो गुणगणै स्तस्मैः नमः सर्वदा ३

ભલે એ વિષ્ણુ હોય કે મહાદેવ હોય, બ્રહ્મા હોય કે ઈંદ્ર હોય, અથવા સૂર્ય કે ચંદ્ર હોય, કે ભગવાન બુદ્ધ કે મહાવીર હોય; જે કોઈ રાગ અને દ્વેષરૂપી ઝેરની પીડાથી અને મોહથી રહિત હોય, જીવમાત્ર પર અનુકંપાથી ભરેલો હોય. સર્વ ગુણ સમૂહથી સંસ્કાર પામેલો હોય તેને નિરંતર નમસ્કાર છે.

बद्धेनांजलिना नतेन शिरसा गात्रै सरोमोद्गमैः
कंठेन स्वरगद्गदेन नयनेनोद्गीर्ण बाष्पांबुना
नित्यं त्वच्चरणारविंद युगलध्याना मृता स्वादिना
मस्माकं सरसीरूहाक्ष! सततं संपद्यतां जीवितं ४

બે હાથ જોડી માથું નમાવી, અંગોનાં રૂંવાટાં ઉભાં થઈ જાય એવા પુલકિત થઈ, ગદગદ કંઠથી આંસુ વહેતા નેત્રે જીવતર હે કમળ નયન! પૂરૂં થાઓ.

या कुन्देन्दुतुषारहारधवला या शुभ्र वस्त्रावृता
या वीणावरदंडमंडितकरा या श्वेतपद्मासना
या ब्रह्माच्युतशंकरप्रभृतिभि र्देवैः सदा वन्दिता
सा मां पातु सरस्वती भगवती निःशेष जाड्या पहा ५

જે મોગરો, ચંદ્ર કે બરફના હાર જેવી ગૌરવર્ણ છે, જેણે

શ્વેત વસ્ત્રો પહેરેલાં છે, જેના હાથ વીણાના સુંદર દંડથી સુશોભિત છે, જે સફેદ કમળ ઉપર વિરાજે છે, બ્રહ્મા, વિષ્ણુ, મહેશથી માંડીને બધા દેવો જેનું હંમેશા આદરપૂર્વક સન્માન કરે છે, તે સમગ્ર અજ્ઞાન અને જડતાનો નાશ કરનાર દેવી સરસ્વતી મારું રક્ષણ કરો.

માલિની છંદઃ

**करचरणकृतं वाक्कायजं कर्मजं वा**
**श्रवण नयनजं वा मानसं वापराधं**
**विहितमविहितं वा सर्व मेतत् क्षमस्व**
**जय जय करुणाब्धे श्री महादेव शम्भो ! ६**

હાથ વડે કે પગ વડે, વાણીથી કે શરીરથી, કાનથી કે આંખથી હું જે કંઈ અપરાધ કરૂં, તે કર્મથી ઉત્પન્ન થયેલો હોય કે માત્ર માનસિક હોય. અમુક કર્યું તેથી હોય કે અમુક ન કર્યું તે કારણે હોય, હે જયરૂપ કલ્યાણકારી મહાદેવ, તે બધાની મને ક્ષમા કર.

**भवजलधिगतानां द्वन्द्ववाताहतानां**
**सुतदुहितृकलत्रत्राणभारावृतानां**
**विषम विषय तोये मज्जता मप्लवानां**
**भवति शरण मेको विष्णुपोतो नराणां ७**

ભવસાગરમાં પડેલા, સુખદુઃખાદિક દ્વંદ્વરૂપી વાયુના ઝપાટા ખાતા, પુત્ર પુત્રી, સ્ત્રી વગેરેના રક્ષણના ભાર તળે ચગદાયેલા નાવ વિના વિષમ વિષયોના પાણીમાં ગળકાં ખાતા મનુષ્યોને વિષ્ણુરુપી હોડી શરણુ થાય છે.

भवजलधिमगाधं दुस्तरं निस्तरेयं
कथमहमिति चेतो मा स्म गाः कातरत्वं
सरसिजदृशि देवे तावको भक्ति रेका
नरकभिदि निषिण्णा तारयिष्यत्यवश्यम् ८

હે ચિત્ત! આ અગાધ અને દુસ્તર ભવસાગરને હું કેવી રીતે તરી શકીશ, એ પ્રમાણે દીનતા ધારણ કરીશ નહિ. કમળ જેવાં નેત્રવાળા, નરકનો નાશ કરનારા દેવને વિષે તારી માત્ર એક ભક્તિ હશે તો તે તને જરૂર તારશે.

विरम विरम संगान्मुंच मुंच प्रपंचं
विसृज विसृज मोहं विद्धि विद्धि स्वतत्त्वं
कलय कलय वृत्तं पश्य पश्य स्वरूपं
कुरु कुरु पुरुषार्थं निर्वृतानन्दहेतोः ९

હે આત્મન્! સંગથી વિરમીજા વિરમીજા, પ્રપંચને મૂકી દે મૂકી દે, મોહનું વિસર્જન કર વિસર્જન કર, પોતાને પીછાણ પીછાણ (પોતાના) આચરણને સમજી લે સમજી લે, પોતાના સ્વરૂપને જોઈ લે જોઈ લે અને (પોતાની આત્યંતિક) મુક્તિના આનંદ માટે પુરુષાર્થ કર પુરુષાર્થ કર.

अतुलसुखनिधानं ज्ञानविज्ञानबीजं
विलयगतकलंकं शान्तविश्वप्रचारं
गलितसकलशंकं विश्वरूपं विशालं
भज विगतविकारं स्वात्मनात्मान मेव १०

હે આત્મન! જેના સુખ ભંડારની તુલનાજ નથી, જે

જ્ઞાન અને વિજ્ઞાનના મૂળરૂપ છે, જેના દોષો નાશ પામ્યા છે, જેનો સાત્વિક (શાન્ત) દુનિયામાં પ્રચાર છે, જેની બધીય શંકાઓ ટળી ગઈ છે, જે વિશ્વરૂપ છે, જે (સ્વરૂપેજ) ભવ્ય છે અને જેમાંથી વિકારો નીકળી ગયા છે એવા (શુદ્ધસ્વરૂપી) આત્માનુંજ તું પોતાના આત્મા વડે ભજન કર—આશ્રય લે.

**यदि विषयपिशाची निर्गता देहगेहात्**
**सपदि यदि विशीर्णो मोहनिद्रातिरेकः**
**यदि युवतिकरंके निर्ममत्वं प्रपन्नो**
**झगिति ननु विधेहि ब्रह्मवीथीविहारम् ११**

હે સાધક! જો (તારા સ્થૂલ) દેહ મંદિરમાંથી વિષયાસક્તિ રૂપી પિશાચી નીકળી ગઈ હોય, જો આજ ક્ષણે મોહ રૂપી ગાઢ નિદ્રાનો નાશ થયો હોય, અને જો સ્ત્રીજન પ્રત્યે તું અનાસક્ત (નિર્મમત્વ) ભાવને પામ્યો હોય, તો ખરેખર જેમ બને તેમ જલદી તું બ્રહ્મને માર્ગે વિહાર કર. અર્થાત્ આત્મધર્મનું જલદી આરાધન કર.

: ભુજંગ પ્રયાત :

**भयानां भयं भीषणं भीषणानां**
**गतिः प्राणिनां पावनं पावनानां**
**महोच्चैः पदानां नियन्तृ त्वमेकं**
**परेषां परं रक्षणं रक्षणानाम् १२**

તું ભયોને ભય પમાડનાર છે, ભયંકરમાં ભયંકર છે. તું પ્રાણીઓની ગતિ છે અને પવિત્ર વસ્તુઓને પણ પવિત્ર કરનાર

તું જ છે. શ્રેષ્ઠ સ્થાનોનો તુંજ એકલો નિયમન કરનાર છે. તું પરથી પણ પર છે અને રક્ષણ કરનારનું પણ રક્ષણ કરનાર તું છે.

**वयं त्वां स्मरामो वयं त्वां भजामो**
**वयं त्वां जगत्साक्षिरूपं नमामः**
**सदेकं निधानं निरालंबमीशं**
**भवांभोधिपोतं शरण्यं व्रजामः** १३

અમે તારું સ્મરણ કરીએ છીએ, અમે તને ભજીએ છીએ, જગતના સાક્ષીરૂપ તને અમે નમીએ છીએ. સત્સ્વરૂપ, એક માત્ર નિધાન, અને કશાનો આધાર ન લેનાર એવા, આ ભવસાગરમાં વહાણરૂપ ઈશ્વરને અમે શરણ જઈએ છીએ.

: ઉપજાતિ :

**सत्त्वेषु मैत्रीं गुणिषु प्रमोदं**
**क्लिष्टेषु जीवेषु कृपापरत्वं**
**माध्यस्थभावं विपरीतवृत्तौ**
**सदा ममात्मा विदधातु देव !** १४

હે દેવ! હે પ્રભો! હું ઇચ્છું છું કે મારો આત્મા હંમેશાં પ્રાણી માત્ર પ્રત્યે મિત્રભાવ ધારણ કરે; આત્મધર્મનું આરાધન કરતા ગુણવાન જીવો પ્રત્યે મારો આત્મા પ્રસન્ન રહે–પ્રમોદ ભાવ ધારણ કરે; દુ:ખી–પીડિત–દલિત જીવો પ્રત્યે મારો આત્મા હંમેશા કરુણામય બને અને મારા પ્રત્યે દ્વેષબુદ્ધિ રાખનાર વિરોધીઓ તરફ હું હમેશા માધ્યસ્થ–તટસ્થ–બુદ્ધિવાળો બનું.

शरीरतः कर्तुं मनंतशक्तिं
विभिन्नमात्मान मपास्तदोषं
जिनेन्द्र ! कोषादिव खड्ग यष्टिं
तव प्रसादेन ममास्तु शक्तिः १५

હે જિનેન્દ્ર! આપની કૃપા વડે મારામાં એવી શક્તિ પ્રકટો, કે જેથી મ્યાનમાંથી જેમ તલવારને જુદી પાડી શકાય છે તેમ અનંત શક્તિવાળા, અત્યંત પવિત્ર ( અપાસ્ત દોષં ) એવા નિજ સ્વરૂપને મારા સ્થૂલ અને સૂક્ષ્મ શરીરથી હું ભિન્ન પાડી શકું.

दुःखे सुखे वैरिणि बन्धुवर्गे
योगे वियोगे भवने वने वा
निराकृताशेषममत्वबुद्धेः
समं मनो मेऽस्तु सदापि नाथ ! १६

હે નાથ! દૂર કરેલી છે બધા પ્રકારની મમત્વ બુદ્ધિ જેણે એવો શુદ્ધ સ્વરૂપી 'હું' ઇચ્છું છું કે, હવેથી સદાય મારું મન-સુખમાં કે દુઃખમાં, વૈરી પ્રત્યે કે બંધુવર્ગ પ્રત્યે, સંયોગમાં કે વિયોગમાં, ઘરમાં કે જંગલમાં–સર્વત્ર સમભાવને ભજે.

यः स्मर्यते सर्वमुनीन्द्रवृन्दैः
यः स्तूयते सर्वनरामरेन्द्रैः
यो गीयते वेदपुराणशास्त्रैः
स देवदेवो हृदये ममास्ताम् १७

બધાય મુનીન્દ્રોના સમૂહો વડે જે દેવનું સ્મરણ કરાય છે સર્વ ચક્રવર્તી અને ઇન્દ્રો વડે જે દેવનું સ્તવન કરાય છે, વેદ પુરાણ અને સતશાસ્ત્રો વડે જે દેવ ગવાયેલ છે તે દેવાધિદેવ મારા હૃદયમંદિરમાં વિરાજમાન હો!

**यो दर्शनज्ञानसुखस्वभावः**
**समस्तसंसारविकारबाह्यः**
**समाधिगम्यः परमात्मसंज्ञः**
**स देवदेवो हृदये ममास्ताम्** १८

અનંત દર્શન, અનંત જ્ઞાન અને અનંત સુખ જેનો સ્વભાવ છે, સંસારના તમામ વિકારોથી જે પર છે, સ્વરૂપાચરણ વડે જે પામવા યોગ્ય છે અને પરમ-આત્મા એવું જેનું નામ છે તે દેવાધિદેવ મારા હૃદય મંદિરમાં વિરાજમાન હો!

**निषूदते यो भवदुःखजालं**
**निरीक्षते यो जगदन्तरालं**
**योऽन्तर्गतो योगिनिरीक्षणीयः**
**स देवदेवो हृदये ममास्ताम्** १९

જે સંસારના દુઃખ સમૂહનો નાશ કરે છે, જે જગતના આંતરિક સ્વરૂપને જોઈ રહ્યા છે, જે અંતરઘટમાં રહેલા છે અને જે યોગીઓ દ્વારા દેખી શકાય તેવા છે તે દેવાધિદેવ મારા હૃદયમંદિરમાં વિરાજમાન હો!

**विमुक्तिमार्गप्रतिपादको यो**
**यो जन्ममृत्युव्यसनाद् व्यतीतः**
**त्रिलोकलोकी विकलोऽकलंकः**
**स देवदेवो हृदये ममास्ताम्** २०

જે મોક્ષ માર્ગનું નિરૂપણ કરનાર છે. જે જન્મ-મરણ રૂપ દુઃખોથી પર થયેલ છે, જે ત્રણે લોકને જોનાર છે, જે મન-બુદ્ધિથી કળી ન શકાય તેવા અને નિષ્કલંકી છે તે દેવાધિદેવ મારા હૃદયમંદિરમાં વિરાજમાન હો!

क्रोडीकृताशेषशरीरिवर्गाः
रागादयो यस्य न सन्ति दोषाः
निरिन्द्रियो ज्ञानमयोऽनपायः
स देवदेवो हृदये ममास्ताम् २१

દેહ ધારી જીવ માત્રને જેણે પોતાના કરી લીધા છે એવા રાગ–દ્વેષ આદિ દોષો જેને છે જ નહિ, ઇન્દ્રિયો અને મનના વ્યાપારો જેમાંથી નીકળી ગયા છે, જે જ્ઞાનમય અને અવિનાશી છે તે દેવાધિદેવ મારા હૃદયમંદિરમાં વિરાજમાન હો!

यो व्यापको विश्वजनीनवृत्तिः
सिद्धो विबुद्धो धुतकर्मबंधः
ध्यातो धुनीते सकलं विकारं
स देवदेवो हृदये ममास्ताम् २२

જે સમસ્ત વિશ્વના વ્યાપારમાં પોતાના જ્ઞાનની અપેક્ષાથી વ્યાપક છે; જે સિદ્ધ છે, બુદ્ધ છે, જેણે બધાય કર્મ બંધનો નાશ કર્યો છે, જેનું ભવ્ય જીવો વડે ધ્યાન કરાયેલ છે અને જે સંપૂર્ણ વિકારને નાશ કરી નાખે છે તે દેવાધિદેવ મારા હૃદય-મંદિરમાં વિરાજમાન હો!

न स्पृश्यते कर्मकलंकदोषै
र्यो ध्वांतसंघै रिव तिग्मरश्मिः
निरञ्जनं नित्य मनेकमेकं
तं देव माप्तं शरणं प्रपद्ये २३

અંધકારના સમૂહ વડે જેમ સૂર્યને સ્પર્શી શકાતું નથી તેવીજ રીતે કર્મ કલંકરૂપી દોષો વડે જે પરમાત્મા લેપાતા નથી, જે પરમાત્મા કર્મરૂપી અંજન વગરના છે, જે પદાર્થોની અપેક્ષાથી નિત્ય છે, પર્યાય અથવા ગુણની અપેક્ષાએ અનેક રૂપ છે અને દ્રવ્યની અપેક્ષાથી એક છે તે આપ્ત દેવને હું શરણુ રૂપે સ્વીકારું છું.

**विभासते यत्र मरीचिमालि**
**न्यविद्यमाने भुवनावभासी**
**स्वात्मस्थितं बोधमयप्रकाशं**
**तं देव माप्तं शरणं प्रपद्ये** ૨૪

સૂર્યનારાયણ ન હોય ત્યારે પણ ત્રણે ભુવનને પ્રકાશ કરનાર જ્ઞાન રૂપી સૂર્ય સમાન પરમાત્મા શોભી રહે છે અને જે પોતે પોતાના સ્વરૂપમાંજ રહેલા છે, જે બોધપૂર્ણ પ્રકાશ સ્વરૂપ છે તે આપ્ત દેવને હું શરણરૂપે સ્વીકારૂં છું,

**विलोक्यमाने सति यत्र विश्वं**
**विलोक्यते स्पष्टमिदं विविक्तं**
**शुद्धं शिवं शान्त मनाद्यनन्तं**
**तं देव माप्तं शरणं प्रपद्ये** ૨૫

જેના જ્ઞાનની ઝાંખી થવાથી, આ વિશ્વનો પ્રત્યેક પદાર્થ ભિન્ન ભિન્ન અને સ્પષ્ટ દેખાય છે, જે શુદ્ધ છે, કલ્યાણ રૂપ છે, શાન્ત છે, આદિ અને અંત વગરના છે તે આપ્ત દેવને હું શરણુ રૂપે સ્વીકારૂં છું.

येन क्षतामन्मथमानमूर्च्छा-
विषादनिद्राभयशोकचिंताः
क्षयोऽनलेनेव तरुप्रपंच-
स्तं देव माप्तं शरणं प्रपद्ये २६

જેમ અગ્નિથી ઝાડોનાં ઝુંડ બળીને ભસ્મ થઈ જાય છે તેમ જેણે કામ, માન, મૂર્ચ્છા, વિષાદ, નિદ્રા, ભય, શોક, અને ચિંતાને મૂળથી ભસ્મસાત્ કરી નાખ્યા છે તે આપ્ત દેવને હું શરણ રૂપે સ્વીકારું છું.

वनिन्दनालोचनगर्हणै रहं
मनोवचःकायकषायनिर्मितं
निहन्मि पापं भवदुःख कारणं
भिषग् विषं मंत्रगुणै रिवाखिलं २७

મન, વચન, કાયા અને કષાયથી ઉત્પન્ન થયેલ, ભવદુઃખના કારણરૂપ જે કંઈ પાપકર્મ મારાથી થયું હોય તે સમસ્ત પાપનો હું નિંદા આલોચના અને ગર્હણા ( રૂપી અમોઘ સાધનો ) વડે નાશ કરૂં છું: જેમ ઉસ્તાદ વૈદ્ય મંત્રના પ્રભાવથી તમામ વિષને હરી લે છે તેમ.

अतिक्रमं यद् विमते र्व्यतिक्रमं
जिनातिचारं सुचरित्रकर्मणः
व्यधा मनाचार मपि प्रमादतः
प्रतिक्रमं तस्य करोमि शुद्धये २८

હે જિનદેવ! દુષ્ટબુદ્ધિને લીધે પ્રમાદથી, શુદ્ધ ચરિત્રને લાગતા દોષો—અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર—નું

પણ મારાથી જે કંઈ સેવન થયું છે તેની શુદ્ધિને માટે હું પ્રતિક્રમણ અર્થાત્ પશ્ચાત્તાપ કરું છું.

**न संस्तरोऽश्मा न तृणं न मेदिनी**
**विधानतो नो फलको विनिर्मितः**
**यतो निरस्ताक्षकषायविद्विषः**
**सुधीभिरात्मैव सुनिर्मलो मतः** ૨૯

સમભાવની પ્રાપ્તિ માટે વિધાન તરીકે પથ્થરની શિલાને આસન રૂપે નિર્માણ કરેલ નથી, કે ઘાસની ચટાઈને કે ધરતીને કે લાકડાની પાટને પણ આસન રૂપે નક્કી કરેલ નથી. પરંતુ ડાહ્યા પુરુષોએ તો જેણે ઈન્દ્રિયોના વિષયો અને કષાય રૂપી શત્રુઓનો નાશ કરેલ છે એવા અતિનિર્મલ આત્માનેજ સુંદર ભૂમિકા ( ક્ષેત્ર ) રૂપે સ્વીકારેલ છે.

**न संस्तरो भद्र! समाधिसाधनं**
**न लोकपूजा न च संघमेलनं**
**यतस्ततोऽध्यात्मरतो भवानिशं**
**विमुच्य सर्वामपि बाह्यवासनाम्** ૩૦

હે ભદ્ર! કોઈ વિશિષ્ટ પ્રકારનું આસન એ સમભાવનું વાસ્તવિક સાધન નથી. તેમજ લોકો તરફથી થતી પૂજા કે સંઘનું સંમેલન પણ સમભાવની પ્રાપ્તિ માટે સાધન રૂપ નથી. માટે બહારની બધીય વાસનાને તજી, કોઈ પણ ઉપાય—સાધનથી નિરંતર આત્માને વિષે પ્રીતિવાળો થા.

न सन्ति बाह्या मम केचनार्था
भवामि तेषां न कदाचनाहं
इत्थं विनिश्चित्य विमुच्य बाह्यं
स्वस्थः सदा त्वं भव भद्र ! मुक्त्यै ३१

"આત્માથી ભિન્ન એવા બહારના કોઈપણ પદાર્થો મારા નથી તેમજ હું કદિપણ તેનો થયો નથી." એ પ્રમાણે નિશ્ચય કરીને હે ભાઈ! બહારના પદાર્થોને છોડી, મુક્તિને માટે તું હંમેશાં નિરાકુળચિત્ત વાળો થા.

आत्मान मात्मन्यवलोकयमानः
त्वं दर्शनज्ञानमयो विशुद्धः
एकाग्रचित्तः खलु यत्र तत्र
स्थितोऽपि साधु र्लभते समाधिं ३२

પોતાને નિજસ્વરૂપમાં દેખતો, તું દર્શનમય, જ્ઞાનમય અને વિશુદ્ધ છો. ખરેખર અહીં કે તહીં કોઈપણ ઠેકાણે એકાગ્ર થયેલ છે ચિત્ત જેનું એવો સ્થિર થયેલો સાધક—આત્મા સમાધિ-ભાવને પ્રાપ્ત કરી શકે છે.

एकः सदा शाश्वतिको ममात्मा
विनिर्मलः साधिगमस्वभावः
बहिर्भवाः सन्त्यपरेसमस्ता
न शाश्वताः कर्मभवाः स्वकीयाः ३३

કેવળ મારો આત્માજ સદાય અવિનાશી, નિર્મળ અને જ્ઞાન સ્વરૂપ છે. આત્માથી ભિન્ન, બહારથી ઉત્પન્ન થયેલા બાકીના બધા પદાર્થો પોતાનાજ ઉપાદાન કારણથી કર્મો દ્વારા [illegible]લા અને અશાશ્વત અર્થાત્ નાશવંત છે.

यस्यास्ति नैक्यं वपुषापि सार्धं
तस्यास्ति किं पुत्रकलत्रमित्रैः
पृथक् कृते चर्मणि रोमकूपाः
कुतो हि तिष्ठन्ति शरीर मध्ये ३४

આત્મદષ્ટિએ જેની શરીરની સાથે પણ એકતા નથી તેને પુત્ર, સ્ત્રી કે મિત્રવર્ગ સાથે એકરૂપતા કેમ હોઇ શકે? જો શરીરની ચામડી ખેંચી લેવામાં આવે તો રૂંવાડાના છિદ્રો શરીરમાં કેવી રીતે ટકી શકે? અર્થાત્ છિદ્રો જેમ ચામડીના આશ્રયે રહેલ છે તેવી રીતે મિત્ર, પુત્ર, કલત્ર વગેરે દેહની સાથે સંબંધ ધરાવે છે નહિ કે આત્માની સાથે.

संयोगतो दुःख मनेक भेदं
यतोऽ श्नुते जन्मवने शरीरी
ततस्त्रिधाऽसौ परिवर्जनीयो
यियासुना निर्वृत्ति मात्मनोमां ३५

આ જીવાત્મા, ભવરૂપી અટવીમાં આસક્તિ જન્ય સંબંધ (સંયોગતઃ) ને લીધેજ અનેક પ્રકારના દુઃખો ભોગવે છે; માટે પોતાની આત્યંતિક મુક્તિ ઇચ્છનાર મુમુક્ષુએ એ જાતના સંબંધને મન વચન અને કાયાથી તજી દેવો જોઈએ.

सर्वं निराकृत्य विकल्पजालं
संसारकान्तारनिपात हेतुं
विविक्त मात्मानम वेक्ष्यमाणो
निलीयसे त्वं परमात्मतत्त्वे ३६

સંસાર રૂપી ભયંકર જંગલમાં રખડી પડવાના કારણુ રૂપ બધીય વિકલ્પની જાળને દૂર કરી, પોતાના આત્માને સર્વથી નિરાળો દેખતો તું પરમાત્મતત્ત્વમાં લીન થશે.

**स्वयं कृतं कर्म यदात्मना पुरा**
**फलं तदीयं लभते शुभाऽशुभं**
**परेण दत्तं यदि लभ्यते स्फुटं**
**स्वयं कृतं कर्म निरर्थकं तदा** ૩૭

પૂર્વ કાળમાં આત્માએ પોતેજ જે જે કર્મ કરેલ છે, તેનું શુભ કે અશુભ ફળ તે પામે છે. જો બીજાએ આપેલું ફળ ખરેખર પામી શકાતું હોય તો પછી પોતાથી થયેલું કર્મ તદ્દન અર્થહીન થઈ જાય છે. અર્થાત્ શુભાશુભ ફળને ઉત્પન્ન કરનાર પોતા સિવાય બીજું કોઈપણ નથી.

**विमुक्तिमार्गप्रतिकूलवर्तिना**
**मया कषायाक्षवशेन दुर्धिया**
**चारित्रशुद्धे र्यदकारि लोपनं**
**तदस्तु मिथ्या मम दुष्कृतं प्रभो!** ૩૮

હે પ્રભો! મારી દુષ્ટ બુદ્ધિને લીધે કષાય અને ઇન્દ્રિયોને આધીન થવાથી, મોક્ષ માર્ગથી વિરૂદ્ધ વર્તનાર મારા વડે શુદ્ધ ચારિત્રનો જે કાંઈ લોપ થયો હોય તે બધાય મારા દુષ્કર્મો મિથ્યા થાઓ. નિષ્ફળ નીવડો.

[શ્રી અમિતગતિસૂરી વિરચિત 'સામાયિક પાઠ'માંથી ઉધ્ધૃત]

ૐ

## પદ ૧ રાગ શિખરિણી.

પ્રભો ! અન્તર્યામી ! જીવન જીવના દીનશરણા,
પિતા માતા બંધુ અનુપમ સખા હિતકરણા;
પ્રભા કીર્તિ કાન્તિ, ધન વિભવ સર્વસ્વ જનના,
નમું છું વંદુ છું, વિમલ મુખ સ્વામી જગતના. ૧
અસત્યોમાંહીથી, પ્રભુ પરમ સત્યે તું લઈ જા,
ઉંડા અંધારેથી, પ્રભુ પરમ તેજે તું લઈ જા;
મહા મૃત્યુમાંથી, અમૃત સમીપે નાથ લઈ જા,
તું હીણો હું છું તો, તુજ દરસનાં દાન દઈ જા. ૨
પિતા પેલો આઘે, જગત વીંટતો સાગર રહે,
અને વેગે પાણી, સકળ નદીનાં તે ગમ વહે;
વહો એવી નિત્યે, મુજ જીવનની સર્વ ઝરણી;
દયાના પુણ્યોના, તુજ પ્રભુ મહાસાગર ભણી. ૩

---

## પદ ૨ રાગ ગઝલ કવાલી.

ભલે દુશ્મન બને દુનિયા, તમે ના કોપશો વ્હાલા !
અમીમય આંખ કયારીમાં, અફીણુ ના રોપશો વ્હાલા !
તમારી જ્યાં દયા દૃષ્ટિ, અહા હા ! ત્યાં અમી વૃષ્ટિ;
બને સ્નેહી સકળ સૃષ્ટિ, સદા હૃદયે વસો વ્હાલા !
કરો જો આંખને રાતી, ગ્રહો સઘળા બને ઘાતી;
થશે વૈરી હશે સાથી, નમેરા ના થશો વ્હાલા !

અમારા દોષ ના જોશો, દયાળુ દુર્ગુણો ધોશો;
અમે તો આપનાં છોરૂ, સુબુદ્ધિ આપશો વ્હાલા !

---

### પદ ૩ ગઝલ.

મચ્યું આ વિશ્વનું સંગીત, અને નાચે બધી દુનિયા;
અયે આલમ તણા ઉસ્તાદ, વીણા મારી મિલાવી દે.
મળ્યાં સંગીતના સુરમાં, સૂરજ ગ્રહ ચંદ્ર ને તારા;
બસૂરી એક મુજ વીણા, રહી એને મિલાવી દે.
ચલાવી આંગળી અણઘડ, બધાયે તાર મેં તોડયા;
તુટેલા તારને સાંધી, વીણા મારી મિલાવી દે.
ભરતી ને ઓટ સાગરના, પ્રતિદિન તાલથી ગાજે;
બસૂરી મુજ જીવન-વીણા, અયે માલિક મિલાવી દે.
ક્રિયા ચેતન અને જડની, વિવિધ સૂર તાલબદ્ધ ભાસે;
બસૂરી મુજ જીવન-વીણા, રહી તેને મિલાવી દે.

---

### પદ ૪ રાગ બિહાગ-ગઝલ.

અજબ હેરાન હોં ભગવાન, તુઝે કયુંકર રિઝાવું મૈં ?
કોઈ વસ્તુ નહિ ઐસી, તેરી સેવામેં લાવું મૈં. ૧
કરું કિસ્તરહ આહ્‌વાન, કે તું મૌજુદ હો હરજા
નિરાદર હે બુલાનેકો, અગર ઘંટી બજાઉં મેં ? ૨
તુમ્હિ હો મૂરતિમેં ભી, તુમ્હિ વ્યાપક હો ફુલોમેં;
ભલા ભગવાન પર ભગવાનકો કયુંકર ચડાવું મૈં. ૩

લગાના ભોગ કુછ તુમકો, યે એક અપમાન કરના હૈ;
ખીલાતા હે જો સબ સંસારકો, ઉસ્કો ખિલાઉ મેં. ૪
તેરી જ્યોતિસેં રોશન હૈ, સૂરજ ગ્રહ ચંદ્ર ઔર તારેં
મહા અંધેર હૈ તુમકો અગર દીપક દીખાવું મેં. ૫
ન ભુજા હૈ ન સીના હૈ, ન ગરદન હૈ ન પૈસાની;
કહાં નિર્લેપ નારાયણ, અગર ચંદન લગાવું મેં. ૬

---

પદ ૫ રાગ ગઝલ.

જગતના નાથને જોયા વિના સહુ ધૂળ ધાણી છે.
પ્રભુ નિરખ્યા વિના નયને ઉભી ચોરાસી ખાણી છે.
થયું શું મહેલ બાંધ્યાથી ? થયું શું ઉંચું ખાધાથી ?
થયું શું દ્રવ્ય સાધ્યાથી ? રહી જો ભવની ઘાણી છે.
ભલે વ્યાખ્યાન બહુ કીધાં, ઘણાં ગ્રન્થો રચી દીધાં;
ભલે શાસ્ત્રો ઘણાં ચૂંથ્યાં, વલોવ્યું તોય પાણી છે.
વિલોકયું ફ્રાન્સ ને ઈંગ્લાંડ, વળી જાપાન સ્વીત્ઝર્લાંડ;
અમેરિકાનું ન્યુ ઇંગ્લાંડ, નકામી દૃષ્ટિ તાણી છે.
છતે નેત્રે નથી જોતા, મણિ તજી કાચમાં મ્હોતા,
મરણ પર્યંત રહે રોતાં, મતિ ભ્રમમાં ગુંચાણી છે.
પ્રભુમાં જે વસેલા છે, પ્રભુ જેમાં વસેલા છે;
કસેલા સત્ય કર્મોમાં, ખરી તેની કમાણી છે.

---

### પદ ૬ રાગ ગઝલ.

પ્રલાપો પ્રેમીના દિલના, પ્રેમી જાણે પ્રભુ જાણે;
હૃદયના એ અગમ ભાવો, હૃદય જાણે ધણી જાણે. ૧
તુંહી તુંહી નાદ ઘાયલના, ઘવાયા હોય તે જાણે;
રહી દૂરે નિરખનારા, કદી એ મોજ ના માણે. ૨
વિલાપો જાનકીજીના, ન જાણે લોક લંકાના;
પિછાણે પવનસુત જેવા, ખરું શ્રીરામજી જાણે; ૩
મીરાંના પ્રેમ-અશ્રુને, જરૂર રાણો નહિ જાણે;
જણાશે પ્રેમઘેલાને, અવર શ્રીકૃષ્ણજી જાણે. ૪
ભક્તિ સુલસા તણા મનની, મહાવીર વિણ ન કો' જાણે;
સમીપ વસનાર ના જાણે, પ્રભુ જાણે હૃદય જાણે. ૫
સતી ચંદન કુમારીને, મુળા કે શેઠ શું જાણે ?
વ્યથા પ્રભુના વિરહ કેરી, હૃદય જાણે પ્રભુ જાણે. ૬
દરદ દમયંતીના દિલનું, જગતના જીવ શું જાણે;
વ્યથા ઉભટે વિરહીઓને, તે વિરહી કે પ્રભુ જાણે. ૭

---

### પદ ૭ ગઝલ-કવાલી.

ખપી જવું પ્રેમમાં તારા, સમર્પણ એ અમે કહીએ;
દફન થવું શેરીમાં તારી, અમારું સ્વર્ગ એ કહીએ.
દરસ તારું, શ્રવણ તારું, અને તુંમાંજ ગુમ થાવું;
પરમ પ્રજ્ઞાન ને મુક્તિ, ધરમ એને અમે કહીએ.

સફર તારી ગલીમાં તે, શહેનશાહી અમે કહીએ;
રહેવું ચિંતને તારા, પરાભક્તિ અમે કહીએ.
તુંમાં છે જે–તું છે જેમાં, પછી શું શોધવું તેને;
ખબર નથી એ જ ગફલત છે, અગર અજ્ઞાન એ કહીએ.
ચરણ ચુમતાં કપાવ્યું શિર, સનમના પ્રેમની ખાતિર;
સમર્પણ એ અમે કહીએ, પરાભક્તિ જ એ કહીએ.

---

પદ ૮ રાગ આસાવરી દ્રુત એક તાલ.

અંતર મમ વિકસિત કરો અંતરતર હે;
નિર્મલ કરો, ઉજ્જવલ કરો, સુંદર કરો હે. અંતર.
જાગ્રત કરો, ઉદ્યત કરો, નિર્ભય કરો હે;
મંગલ કરો, નિરલસ નિઃસંશય કરો હે. અંતર.
યુક્ત કરો હે સબાર સંગે, મુક્ત કરો હે બંધ;
સંચાર કરો સકલ કર્મે, શાન્ત તોમાર છંદ. અંતર.
ચરણ પદ્મે મમ ચિત્ત, નિષ્પંદિત કરો હે;
નંદિત કરો નંદિત કરો, નંદિત કરો હે. અંતર.

---

પદ ૯ રાગ દેશ

અંતરજામી ક્યાં જાશો ? નહિ જાવા દઉં હરિ રે
હઠથી હું રાખીશ હવે, મનમંદિરમાં ધરી રે. ટેક.
મોહન તમને ઘણા મનાવું, ઘર મેલીને ન ઘટે જાવું;
નિર્દય આમ ન થાવું, પ્રભુપદ વીસરી રે. અંતર.

રીઝવવાની રીતિ ન જાણું, મનગમતી રીતે વરતાણું;
મન ગભરાણું બીજી કાશ કરી કરી રે. અંતર.
જેવો તેવો તોય તમારો, તજવાથી નહિ આવે આરો;
નાથ! ઉગારો, રખડ્યો પેટ ભરી ભરી રે. અંતર.
અંધ થયો હું અજ્ઞપણેથી, પાસે છો પણ ન જડ્યા તેથી;
'કેશવ' થાક્યો ફોકટ ફેરા ફરી ફરી રે. અંતર.

---

પદ ૧૦ રાગ દેશ.

મારી નાડ તમારે હાથે, હરિ સંભાળજો રે;
પ્યારા પોતાનો જાણીને પ્રભુપદ પાળજો રે. મારી.
પથ્યાપથ્ય નથી સમજાતું, દિલ સદૈવ રહે ઉભરાતું;
મને હશે શુ થાતું નાથ! નિહાળજો રે. મારી.
અનાદિ આપ વૈદ્ય છો સાચા, કોઈ ઉપાયવિષે નહિ કાચા;
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે. મારી.
વિશ્વેશ્વર! શું હજુ વિચારો, બાજી હાથ છતાં કેમ હારો;
મહા મુંઝારો મારો, નટવર ટાળજો રે. મારી.
'કેશવ' હરિ મારૂં શું થાશે, ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે;
લાજ તમારી જાશે, ભૂધર ભાળજો રે. મારી.

---

પદ ૧૧ રાગ દેશ

દીનાનાથ દયાળ હવે હેતે કરજો દયારે;
ત્રિગુણાતીત મને તરછોડી, દોડી ક્યાં ગયારે? ટેક.

સમજ્યો નહિ હું સ્વાર્થ સર્યોમાં,નાથચરણમાં ચિત્ત ધર્યોમાં
નથી ભરિયા મારામાં દોષ કયા કયારે ? દીનાનાથ.
થાકયો ભવાટવીમાં ભટકી, અંતે સાવ રહ્યો હું અટકી;
મારાથી છટકીને કયાં છાના રહ્યાં રે ? દીનાનાથ.
આપ વિના આધાર ન મારો, પ્રભુ સંકટથી પાર ઉતારો;
સેવકને સંભારો, કપટી કાં થયા રે ? દીનાનાથ.
કરુણાસાગર કેમ તપાવો, બહુ મુંઝાણો માર્ગ બતાવો;
'કેશવ' હરિ આવો, સંતાપ ઘણા સહ્યાં રે. દીનાનાથ.

---

પદ ૧૨ રાગ દેશ

કરુણાનાસાગર અહીં કરુણા જળ વરસાવજોરે
વરસાવીને કઠણ કલેજા નરમ બનાવજોરે. કરુણા ટેક
નિદ્રા નયનથી ઉડી જાવે, નિજનિજ દોષો નજરે આવે;
જય જગદીશ્વર જુગતી એહ જમાવજોરે. કરુણા. ૧
સમાજમાં પ્રભુ થાય સુધારા, નીકળીને દોષો રહે ન્યારા;
અગ્રેસરોમાં એહ જ્ઞાન ઉભરાવજોરે. કરુણા. ૨
મન સર્વેના થઈ રહે મોટાં, ક્ષુદ્રની પેઠે થાય ન ખોટાં;
ઘટઘટમાંહે ઘટના એહ ઘટાવજોરે. કરુણા. ૩
ઝેરી રસ સઘળો ઝરી જાજો, અમૃતમય ઘટ અંતર થાજો,
એહ ભાવના વિશ્વપતિ વિસ્તારજોરે. કરુણા. ૪
પરમારથમાં ઉપજે પ્રીતિ, સમજે સત્ય ધર્મ ને નીતિ;
દયા કરી પ્રભુ એવી ચાંપ દબાવજોરે. કરુણા. ૫
'સંતશિષ્ય' સ્વારથને છોડી, પકડે પરમારથને દોડી;
એ ઉત્સાહ તણો રસ અધિક વહાવજોરે. કરુણા. ૬

---

### પદ ૧૩ રાગ કાનરો.

પ્રભુ નામ સુધારસ પી લે (૨)
નામ સુધારસની શીતળતા, તનના તાપ હરી લે. પ્રભુ.
શાન્તપણું આપે સર્વાંગે, દુઃખ રહે નહિ દિલે;
નૌતમ નામ નકી તરવાનું, કરવાનું જ કરી લે. પ્રભુ.
ભયકારક ભવસાગર ભારે, તેને તુરત તરી લે;
ધરવાનું શુભ ધ્યાન હૃદયમાં, નિર્મળતાથી ધરી લે. પ્રભુ.
અંતરનું બળતું બુઝવવા, ભક્તિ જળને ભરી લે.
ઠરવાનું આ ઠામ અપૂરવ, તેમાંહેજ ઠરી લે. પ્રભુ.

---

### પદ ૧૪ રાગ–ગારા ઝીંઝોટી.

મંગળ મુદસદન જયતિ જય જિનેશ્વરા,
વિશ્વમાં વિવિધતાથી જ્ઞાન વિસ્તરા....મંગળ ટેક
અમૃત રસના અખૂટ નિર્મળા ઝરા,
અનાદિ ને અથાહ વ્યાપ્ત ગાઢ તમહરા,
સતત વિલસી ભક્ત અંતરે સુહિતકરા;
નમીએ...શમીએ...રમીએ, તવપદમાં–
સુવિશદમાં, સુસુખદમાં, પરમપદવરા....મંગળ ૧
શરણ ધરણ સત્વને આનંદ નિર્ભરા,
અજર અમર અકળ અજ તું અચળ ઈશ્વરા,
ધ્યાનથી શુભ 'સંતશિષ્ય' સહજ સુખકરા.

કરજે....હરજે....ધરજે........પ્રબુદ્ધતર !
દુરિતહર ! અભયકર ! હરી જનમજરા....મંગળ ૨

---

પદ ૧૫ રાગ—સારેગમની તરજ.

પ્રીતેથી નમી તુંને ચિત્તે ચિંતવીએ,
વિશ્વેશ્વર સુખકર દુઃખહર દેવ !
સિ....દ્ધ, શુ....દ્ધ, બુ....દ્ધ, તું ! પ્રીતેથી. ટેક.
જય જય જગપતિ, અગમ છે તારી ગતિ, મંદમંદ–
મારી મતિ, ધારી ન શકાય ધૃતિ; કળી ન શકાય કૃતિ,
વળે જો તારામાં વૃત્તિ, દુઃખ નવ રહે રતિ.
અપાર તું અલક્ષ તું અવાચ્ય તું અગમ્ય તું. (૨) પ્રીતેથી ૧
વિશ્વપતિ વિઘ્નહર, મારા હૃદયમાં ઠર, ધ્યાનમાં–
અરજ ધર, દોષ મારા દૂર કર, ત્રિભુવન તણા તાજ,
અરજ સુણજે આજ, રાખજે 'શિષ્ય'ની લાજ.
એકમાં અનેક તું અનેકમાંહે એક તું. (૨) પ્રીતેથી. ૨

---

પદ ૧૬ હરિગીત છંદ

સમીપે છતાં તમને તિમિરથી હું નહી નીરખી શક્યો,
હું પતિત પાવન પૂરણ પ્રેમ સ્વરૂપ નવ પરખી શક્યો;
તુજ અમીભર્યાં સૂત્રો અમૂલાં હું ન શ્રવણ કરી શક્યો,
હું હૃદયમાં સંજીવની તારી ધ્વનિ ન ધરી શક્યો. ૧

ભજવા તણો ઉત્તમ સમય તમને ન નાથ ! ભજી શકયો,
પ્રભુ ! આપના સંકેતને હું મૂર્ખ નવ સમજી શકયો;
તારા ભજનનો અતુલ મહિમા જરૂર નવ જાણી શકયો,
તારા થવાની અભય મંગળ મોજ નવ માણી શકયો. ૨
તારા ચરણના શરણ રૂપે મૂઢ હું ન મળી શકયો,
વાર્યા છતાં પણ વિષમ પથથી નાથ! હું ન વળી શકયો;
પામ્યો અમૂલાં સાધનો નહિ સદુપયોગ કરી શકયો,
નવ ભક્તિના સ્વાદિષ્ટ રસને 'સંતશિષ્ય' ભરી શકયો. ૩

---

પદ ૧૭ હરિગીત છંદ

હે નાથ ! ગ્રહી અમ હાથ, રહીને સાથ માર્ગ બતાવજો,
નવ ભૂલીએ કદી કષ્ટમાં, પણ પાઠ એહ પઢાવજો;
પ્રભુ અસત્ આચરતાં ગણી, નિજબાળ સત્ય સુણાવજો,
અન્યાય પાપ અધર્મ ન ગમે, સ્વરૂપ એ સમજાવજો. ૧
બગડે ન બુદ્ધિ કુટિલ કાર્યે, બોધ એહ બતાવજો,
વિભુ ! જાણવાનું અજબ રીતે, જરૂર જરૂર જણાવજો;
સહુ દૂષિત વ્યવહારો થકી, દીનબંધું દૂર રખાવજો,
છે યાચના અમ કર થકી, સત્ કાર્ય નિત્ય કરાવજો ૨
પ્રભુ ! સત્ય ન્યાય દયા વિનય જળ હૃદયમાં વરસાવજો,
બદનામ કામ હરામ થાય ન એહ ટેક રખાવજો;
હે દેવના પણ દેવ ! અમ ઉર પ્રેમ પૂર વહાવજો,
પાપાચરણની પાપવૃત્તિ, હે દયાળ ! હઠાવજો. ૩

સુખ સંપ સજ્જનતા વિનય યશ રસ અધિક વિસ્તારજો,
સેવા ધરમના શોખ અમ, અણુ અણુ વિષે ઉભરાવજો;
શુભ 'સંતશિષ્ય' સધાય શ્રેયો, એ વિવેક વધારજો,
આનંદ મંગળ અર્પવાની અરજને અવધારજો. ૪

---

પદ ૧૮ હરિગીત અથવા ભૈરવી

પ્રભુ નામ મંગળ ઠામ મંગળ કામ મંગળ જેહનું,
છે જ્ઞાન મંગળ ધ્યાન મંગળ સ્મરણ કરીએ તેહનું;
મંગળ કરણ અભિધાન છે, આનંદ-મંગળ એહનું,
મંગળ કરો મગળ દિને, મંગળ થવા નર દેહનું. ૧
તજી અન્ય કામ ત્રિસંધ્ય જે ગૌતમ તણા ગુણ ગાય છે,
આનંદ મંગળ અજબ રીતે, અધિક ત્યાં ઉભરાય છે;
ગૌતમ ગુરુ ગુણગાન મંગળ, મહત્ સ્વરૂપ મનાય છે,
શુભ 'સંતશિષ્ય' વિઘન ટળી, મંગળ ઘરે વરતાય છે.

---

પદ ૧૯ રાગ ધનાશ્રીની ગઝલ.

વિભુ તારો વિશ્વાસ, અમોને વિભુ તારો વિશ્વાસ ટેક.
તોડી તિમિરતણાં દળ તારક, પાથર તારો પ્રકાશ. અમો૦
તારા ચરણે શિર અમારાં, ઘટ ઘટમાં તુજ વાસ. અમો૦
ત્રિભુવનપતિઆધારજ તારો,નાથ નકરીશ નિરાશ.અમો
અપૂર્વ સહુમાં બળ પ્રગટાવી, નિર્બળતા કર નાશ.અમો૦
જીવનમાં રસ રેડ દયાળુ, એ સહુની અરદાસ. અમો૦

ચેતન જાગે રોમ રોમમાં, અવર નથી કોઈ આશ. અમો૦
'સંતશિષ્ય' માગે કર જોડી, કૃપા કૃપાળુ પાસ. અમો૦

---

૨૦ રાગ આશાવરી.

મારે કયાં જાવું? તજીશ નહિ, મારે કયાં જાવું?
મારે કયાં જાવું? નાથ વિણ મારે કયાં જાવું? ટેક.
ભૂલ્યો મારગ દિશ ન સૂઝે, કયાં ઠેબાં ખાઉં?
તિમિરમાં કયાં ઠેબાં ખાઉં? તજીશ નહિ.
કયાં તું છુપાયો કેમ ન બોલે? બાપુ ગભરાઉં. તજીશ.
સાદ કરૂં અરે! કેમ સુણે નહિ, કહેને કયાં આવું? તજીશ.
કયાં જાઉં આ ઘોર તિમિરમાં, અતિશે અકળાવું. તજીશ.
થરથર કંપું ભયના સ્થળમાં, અહિં તહિં અથડાઉં. તજીશ.
પંથ અજાણ્યો કહે તુજ વિણ હું કોને બોલાવું? તજીશ.
'સંતશિષ્ય' શરણાગત તુજ વિણ, કેના ગુણ ગાઉં? તજીશ.

---

પદ ૨૧ રાગ ધનાશ્રીની ગઝલ.

ભિન્ન નથી ભગવાન તુજથી, ભિન્ન નથી ભગવાન. ટેક.
તુજમાં તે છે તેનામાં તું, ભૂલી ગયો શું ભાન. તુજ.
અળગો કર પડદો અહંપદનો, નિરખીશ પરમનિધાન. તુજ
સર્વ જીવનનું એ મહા જીવન, સર્વ શક્તિનું સ્થાન. તુજ
સર્વ બળોનું મહાબળ એ છે, સર્વ જ્ઞાનનું જ્ઞાન. તુજ

દૈવત સર્વનો એ છે દાતા, નિર્મળ એહ નિદાન. તુજ
અર્પી દે તન મન ધન તેને, તજ તારું અભિમાન. તુજ
અવર પ્રપંચ તજીને એનું, ધર અંતરમાં ધ્યાન. તુજ
'સંતશિષ્ય' સુખસાગરનાં હવે, ગર્વ તજી ગા ગાન. તુજ

---

પદ ૨૨ ધનાશ્રીની ગઝલ.

ભવ ભય ભંજન રામ હમારો (૨)
સો હિ રામ ઘટઘટમેં ઘૂમત, અન્ય ન ઉનકો ધામ. હ૦
ચિદાનંદઘન સ્વયંપ્રકાશી, નિરાલંબ નિષ્કામ. હ૦
જાકિ સંનિધિસે જડ બિકસત હૈ, દેહ ઇંદ્રિય મન પ્રાણ. હ૦
ચિદાભાસ જાકો સબ જડમેં, ધરત વિવિધ અભિમાન. હ૦
અવ્યય અક્રિય એક અલૌકિક, અવિકૃત પૂરણ કામ. હ૦
સોહિ રામ જ્ઞાતા વિશ્વેશ્વર, 'રંગીત' ગુરુ ભગવાન. હ૦

---

પદ ૨૩ શું કહું કથની મારી.

ઇચ્છું નિશદિન એવું દેવ! ઇચ્છું નિશદિન એવું.
સદાય તુજને સેવું દેવ! ઇચ્છું. ટેક.
અજાણતાં પણ મારા કરથી, શ્રેય સરવનું થાઓ;
તન મન ધન સાધન સહુ મારાં, એ પંથે યોજાઓ. દેવ!
અર્પણ યોગ્ય સ્થળે કરું એવી, પ્રેમદશા પ્રગટાવો;
યાચકતાની અધમ દશા ટળી, ઉદાર ગુણ ઉભરાવો. દેવ!

પાપપંથમાં પગ મુજ ન પડે, એ સમજણ પ્રભુ આવો;
સુખમાં પણ વીસરૂં નહિ તુજને, એ અધિકાર જમાવો. દેવ !
કામ–ક્રોધ–મદ–લોભ લૂંટારા, લહે ન મુજને લૂંટી;
અંતસમે મને અકામ મરણે, કાળ ન મારે કૂટી. દેવ !
મૃગજળ જેવા વિવિધ વિષયમાં, મન લલચાય ન મારું;
શરણાગત આ 'સંતશિષ્ય'ને, તારક શરણું તારું. દેવ !

---

પદ ૨૪ રાગ–શું કહું કથની મારી.

આવો આવો આવો દેવ ! ઉદ્ધારક બની આવો;
હવે વખત ન વિતાવો દેવ ! ઉદ્ધારક બની આવો. ટેક.
અંધકાર છવરાયો અધિકો, દિવ્ય દીપ પ્રગટાવો;
જાગે સર્વ સમાજ ઘેનથી, ગેબી એ નાદ ગજાવો. દેવ !
શુદ્ધ બુદ્ધ આવે સાંભળતાં, સદ્ય એ મંત્ર સુણાવો;
નિરખે સઘળા નિજનિજ કૃત્યો, અંજન એવું લગાવો. દેવ !
જીવન રહિત બનેલ જિગરમાં, વિદ્યુતવેગ વહાવો;
'સંતશિષ્ય' આ મહદમુંઝારો, સાહેબ ! તુરત સમાવો. દેવ !

---

પદ ૨૫ રાગ–શું કહું કથની મારી.

અરજી એક અમારી નાથ ! અરજી એક અમારી.
લ્યો અધમપણાથી ઉગારી નાથ ! અરજી એક અમારી. ટેક
દુષ્ટ જનોની મટો દુષ્ટતા, શ્રેય સર્વનું થાઓ;
અધમ જનોની મટી અધમતા, ધર્મ પંથ તે ધાઓ. નાથ !

સવળા મારગ સૂઝે સહુને, અવળાથી અળસાઓ;
કરે કામ દોષિત કરવામાં, એ સદ્‌બુદ્ધિ આવો. નાથ !
'સંતશિષ્ય' વ્યાધિ સૌ વિરમી, પરમાનંદ પથરાઓ;
વિષમમતિ બદલીને બહુધા, સમરસ માંહિ સમાઓ.નાથ!

---

પદ ૨૬ રાગ ભૈરવી.

ખોલો ખોલો (૨) ખોલો દયામય !
મંગલ મંદિર ખોલો ટેક.
જીવનવન અતિ વેગે વટાવ્યું (૨)
દ્વારે ઊભો શિશુ ભોળો. દયામય !
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો (૨)
શિશુને ઉરમાં લ્યો લ્યો. દયામય !
નામ મધુર તવ રટ્યો નિરંતર (૨)
શિશુસહ પ્રેમે બોલો. દયામય !
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક (૨)
પ્રેમ અમી રસ ઢોળો. દયામય !

---

પદ ૨૭ ભૈરવી. ઢબ—મંગળમંદિર ખોલો.

આવો આવો (૨) આવો દયાળુ ! દીલમાં દીપ પ્રગટાવો.
દરશન કરું હું દેવ તમારા(૨)એવી જ્યોત જગાવો. દયા.
અગણિત અંધારાના હદવિણ(૨)હેપ્રભુ !દુઃખ હઠાવો.દયા.
નિરખીશકું હું નિજને નિશદિન(૨)એ દ્વારો ઉઘડાવો.દયા.

સ્વામી સાચું ભાન કરાવી (૨) સત મારગ સમજાવો. દયા.
'સંતશિષ્ય' પામે તુજ ચરણો (૨) એહ કૃપા વરસાવો. દયા.

---

પદ ૨૮ રાગ–ભૈરવી.

જીવનજ્યોત જગાવો, પ્રભુ હે ! જીવનજ્યોત જગાવો;
ટચુકડી આ આંગળીઓમાં, ઝાઝું જોર જમાવો;
આ નાનકડા પગને વેગે, ભમતા જગત બનાવો—
અમને રડવડતાં શિખવાડો. પ્રભુ હે ! ૧
વણુ દીવે અંધારે જોવા, આંખે તેજ ભરાવો;
વણુ જહાજે દરિયાને તરવા, બળ બાહુમાં આવો—
અમને ઝળહળતાં શિખવાડો. પ્રભુ હે ! ૨
ઊગતાં અમ મનનાં ફુલડાંને, રસથી સભર બનાવો;
જીવનના રંગો ત્યાં ભરવા, પીંછી તમારી હલાવો—
અમને મઘમઘતાં શિખવાડો. પ્રભુ હે ! ૩
ઉરની સાંકલડી શેરીના, પંથ વિશાળ રચાવો;
હૈયાના ઝરણા નાનાને, સાગર જેવું બનાવો—
અમને ગરજંતાં શિખવાડો. પ્રભુ હે ! ૪
અમ જીવનની વાદળી નાની, આભ વિષેજ ઉડાવો;
સ્નેહ શક્તિ બલિદાન નીરથી, ભરચક ધાર ઝરાવો—
અમને સ્થળ સ્થળમાં વરસાવો. પ્રભુ હે ! ૫

---

### પદ ૨૯ રાગ–ભેરવી.

અબ મોહે દરસન દીજે, ચેતન ! (૨)
તુમ દર્શન ભવ છીજે. ચેતન !
તુમ કારણ તપ–સંયમ–કિરિયા, કહો કહાં લૌં કીજે;
તુમ દરિસણ બિનુ વોહી સબ જૂઠે, અંતર ચિત્ત ન ભીજે. ચે.
ક્રિયા મૂઢમતિ કહે જન કોઈ, જ્ઞાન ઔરકો પ્યારો;
મીલત ભાવ, રસ દોઉમેં પ્રગટત, તું દોનોસે ન્યારો. ચે.
સબમેં હૈ ઔર સબમેં નાહિં, પૂરણ રૂપ અકેલો;
આપ સ્વભાવમે રસભર રમતો, તું ગુરુ અરુ તું ચેલો. ચે.
અકલ અલખ પ્રભુ ! તું સબરૂપી, તું અપની ગતિ જાને;
અગમ રૂપ આગમ અનુસારે, સેવક 'સુજસ' બખાને. ચે.

---

### પદ ૩૦ રાગ ભેરવી.

એકજ દે ચીનગારી મહાનલ ! એકજ દે ચીનગારી. ટેક.
ચકમક લોઢું ઘસતાં ઘસતાં, ખરચી જિંદગી સારી;
જામગરીમાં તણખો ન પડયો, ન ફલી મહેનત મારી. મહા૦
ચાંદો સળગ્યો સૂરજ સળગ્યો, સળગી આભ અટારી;
ના સળગી એક સગડી મારી, વાત વિપદની ભારી. મહા૦
ઠંડીમાં મુજ કાયા થથરે, ખૂટી ધીરજ મારી;
વિશ્વાનલ ! હું અધિક ન માગું, માગું એક ચીનગારી, મહા૦

---

પદ ૩૧ ઢબ–આવો આવોને નંદલાલ રમવા–

નિર્મલ આપ તણું રટું નામ,અલગું થાવું ઘટે નહિ આમ.
રૂડા હૃદયના રામ, અમ ઘર આવોનેરે.
કરવા અમારૂં કામ, અમ ઘર આવોનેરે.
આનંદઘન અભિરામ, અમી વરસાવોનેરે.

સેવા રંકની નાથ! સ્વીકારી,વા'લા આપનું બિરુદ વિચારી
અરજ મારી અવધારી, અમ ઘર આવોને રે. ૧

આપ વિના અંતરમાં અંધારું,મુંઝાયે નિશદિન મન મારું
તમહર નામ તમારું, અમઘર આવોને રે. ૨

આપ અભાવે શોક સતાવે, મૂળનો મારગ મારો મુકાવે.
ભ્રમિત બનાવી ભુલાવે, અમઘર આવો ને રે. ૩

ઉજ્જવળ આપ વડેજ કહાવું, સુંદર આપને શું સમજાવું?
જાણું નહિ શું જણાવું ? અમઘર આવોને રે. ૪

લેણાવાળા આવી લાજને લે છે,કહેવા કરતાં વિશેષ કહેછે
હામ છતાં દુઃખ દે છે, અમઘર આવોને રે. ૫

માયાના અનુચર આવી મુંઝાવે,દોષોઆવીવારેવારેદબાવે,
આપ વિના અભડાવે, અમઘર આવોને રે ૬

'સંતશિષ્ય' શરણાગત ધારી,તે ઘડી ધન્ય થશે પ્રભુ મારી;
પાવન કરશો પધારી, અમઘર આવોને રે, ૭

---

## પદ ૩૨ ઢબ–પાણી ભરવાને ગઈતીરે.

મંદિરમાં પધારો રે વહાલા કહું વાતલડી,–
રખડેલાની સંગે રે રમ્યો દિન રાતલડી. મંદિરમાં ટેક.
સાખીઃ મેં મારા માન્યા હતા, સાચા જેને સાર;
શોક તણા સિંધુ થયા, હિત વિત્ત હરનાર.
ઠગારાની સંગેરે, ઠગાયો હું ઠાલો,
(આ) પરમરસ કહીનેરે, પાયો વિષનો પ્યાલો. મંદિ૦ ૧

સાખીઃ અહર્નિશ જે આશમાં, લટકયો થઈ લાચાર,
અંતે તો એ મૃગજળે, ખાલી કર્યો ખુવાર.
જુદા મેં તો જાણ્યારે, તારક આજ સુધી તમને,
મૂરખ થઇ મુંઝાયોરે, માલમ નહિ આવી મને. મંદિ૦ ૨

સાખીઃ વિશુદ્ધ સઘળા વર્ગથી, ઉત્તમ આપ અભેદ;
કુમુદચંદ્ર કિરણે કરી, ક્ષય કરજો મુજ ખેદ.
શોકાગ્નિ સમાવીરે, સાહેબ મન શાંત કરો;
(ને) અવર તજી આવોરે, હૃદય તણી પીડા હરો. મંદિ૦ ૩

સાખીઃ આવી આ મુજ આંગણે, રમો હૃદયના રામ;
પામરને પાવન કરો, વિશુદ્ધ કરી વિશ્રામ.
પ્રકાશ પ્રસારોરે, કરુણાળુ કરુણા કરી,
'સંતશિષ્ય' સહેજેરે, આનંદમાં રહીએ તરી. મંદિ૦ ૪

---

પદ ૩૩ મારો રામ ગયો વનવાસરે--એ ઢબ

ઘટઘરમાં બિરાજો મારા શ્યામરે,
અરજી એક આપ કને, ઘટઘરમાં. ટેક.
વીણી વીણી પ્રેમના અભિનવ પુષ્પોરે,
અર્પણ કરીશ આઠે યામરે. અરજી. ૧
અગણિત દીપ આનંદના પ્રગટીશ,
ઠાઠ કરી ઠામો ઠામરે. અરજી. ૨
હાજર રહીશ હું હોંશથી હરદમ,
આપવાને નાથ આરામરે. અરજી. ૩
શ્રવણ મનન વડે શુદ્ધ કરીશ ઘટ,
રહેજો હૃદયતણા ધામરે. અરજી. ૪
વિશ્વ બધામાં વિઠ્ઠલ તમ વિણ,
નહિ નીરખું 'નથુરામ'રે. અરજી. ૫

---

પદ ૩૪ રાગ-મારો રામ ગયો વનવાસરે.

પરમવિશુદ્ધતર પ્રેમની, લાગી જેને લગની ખરી—ટેક.
આખીરે અવનિમાં પ્રેમને પેખેરે,
કૂંચી એ ખરે ખરી ક્ષેમની--લાગી.
એહ રસાયણે અંતર ઘટનીરે,
વેગળી રહે છે સ્થિતિ વહેમની--લાગી.
સાચા તે પ્રેમની સંપત્તિ આગળેરે,
કિંમત શું હોયે હીરા હેમની ?—લાગી

પૂરણ રીતે જેણે પ્રેમને પિછાણ્યોરે,
તારક જિંદગી છે તેમની–લાગી.
પરવા નહિ જેણે પ્રેમરસ પીધોરે,
હલકાથી મહદ્ હાકેમની–લાગી.
પ્રેમ વિના પરિતાપના સ્થળો છેરે,
અનુપમ છાયા એક એમની–લાગી.
સંતનો શિષ્ય થઇ શુદ્ધ પ્રેમ સાધેરે,
જય રૂપ વૃત્તિ હોય જેમની--લાગી.

---

પદ ૩૫ રાગ હરિગીત

દિનરાત નાથ રટું તમને, ક્યાં લગી તલસાવશો,
લાગી લગન હે દેવ! તુમમાં, ક્યાં લગી લલચાવશો?
ઘેલી ફરું હું ઘર વિષે, પ્રભુ! શાન્તિમંત્ર સુણાવશો;
વ્યાપેલ દિલડામાં વિરહની આગ નાથ બુઝાવશો.
નીરખું સદા નયને તમોને, જ્યોત એહ જગાવશો;
દિલદાર ક્યારે પ્રેમસાગર, પ્રેમ રૂપ ડુબાવશો.
ચંદન તણા મનમંદિરે, કહો વીર! ક્યારે આવશો;
હવે ક્યાં લગી ભારે વ્યથામાં, 'સંતશિષ્ય' ભમાવશો?

---

પદ ૩૬ રાગ પ્રભાતી

નાથ હે નાથ હે નાથ પ્રતિપળ રટું;
અવર કામે નહિ ચિત્ત ચોટે;

શું કરું દેવ ! કાંઈ સમજ પડતી નથી,
    રડી રડી હું રહું સાદ મોટે. ૧
માત કે તાત કે ભ્રાત શિરતાજ કહું,
    જે કહું તે બધું અલ્પ ભાસે;
તુજ વિના સર્વ જગ શૂન્ય લાગે મને,
    ટકી રહ્યા પ્રાણ એક અમર આશે. ૨
દિવ્ય આનંદના દીપ પ્રગટાવિયા,
    સતત તુજ ધ્યાનના ધૂપ ધરિયા;
પ્રેમપુષ્પો તણા પૂંજ મેં પાથર્યાં;
    ઇંદ્રિ વિષયો તણા હોમ કરિયા. ૩
અવર તજી ત્વરિત હે તાત ! આવો તમે;
    કઠણ અજ્ઞાનનું કષ્ટ કાપો;
રીઝવ્યાની કશી રીત જાણું નહિ,
    સંતના 'શિષ્યને' શરણ આપો. ૪

---

પદ ૩૭ ઢબ–શેરી વળાવી સજ્જ કરૂં ઘેર આવોને.

મારા જીવન તણી શુદ્ધ શેરીએ પ્રભુ આવોને.
હું તો જોઉં વાલમની વાટ; મારા ઘરે આવોને.
આ ચંદનના ચિત્ત ચોકમાં પ્રભુ૦
    મારા આતમ સરોવર ઘાટ. મારા૦
મેં છોડી સ્વચ્છંદતા મહારી પ્રભુ૦
    દેવ ચરણે કર્યું દિલ ડુલ; મારા૦

મેં જ્યોત જગાવી છે પ્રેમની પ્રભુ૦
હરિ વેર્યાં આનંદનાં પુલ. મારા૦
મને વ્યાપી વિરહ તણી વેદના પ્રભુ૦
મારાથી ખમી ન ખમાય; મારા૦
તમે આવા નમેરા કેમ થયા પ્રભુ૦
આ જીવડો તુમ વિણ જાય. મારા૦
(મારે) એક ઘડી એક યુગ થઈ પ્રભુ૦
દેવ દરશન દેવાને દયાળ; મારા૦
જેમ જળવિણ તડફડે માછલી પ્રભુ૦
હરિ એવા છે મારા હવાલ. મારા૦
(મારી) રડી રડી આંખ થઈ રાતડી પ્રભુ૦
રોમે રોમે વ્યાપ્યો ઉન્માદ; મારા૦
(હે) પ્રેમનિધિ પ્રેમ પ્રગટાવવા પ્રભુ૦
મને પાવન કરો ધરી પાદ. મારા૦
(તમે) મારા નયનના તારલા પ્રભુ૦
(મારા) હૈયાના અમુલખ હાર; મારા૦
(આ) ત્રિવિધ તાપને ટાળવા પ્રભુ૦
'સંતશિષ્ય' તણા શણગાર. મારા૦

---

પદ ૩૮ ઢબ—સ્નેહધામ સૂનાં સૂનાં રે.

દરશન દે પ્રભુ! દરશન દે, હે દુઃખહર દેવાધિદેવ રે.
દેવ મુને દરશન દેરે. ટેક.

ઉપશમરસ વહે નેણુલામાં,
　　　　　　　પ્રભુ અમૃત ઝરે મુખચંદરે; દેવ.
સેવા કરે સદા સુરનરવૃંદ,
　　　　　　　જેને દીઠે નાસે દુઃખ દંદરે. દેવ. ૧
ભોળવી કર્મે ભુલાવિયો,
　　　　　　　મને સાંપડિયો કુમતિનો સાથરે; દેવ.
ચોરાસી લક્ષતણા ચક્રમાં,
　　　　　　　કદી નજરે ન ચડિયો નાથરે. દેવ. ૨
સુર અસુર પશુ પક્ષી થયો,
　　　　　　　વળી ભમિયો નર ભવમાંય રે; દેવ.
આંખે અંજન અવિદ્યાનાં ભર્યાં,
　　　　　　　કદી કીધા ન દર્શન ક્યાંય રે. દેવ. ૩
સૂક્ષ્મ બાદરની યોનિ અનેકમાં,
　　　　　　　વિધવિધ ધરિયા વેશરે; દેવ.
ત્રસ થાવર ભવે ત્રાસ સહ્યા,
　　　　　　　પણ ઝાંખી ન થઇ લવ લેશરે. દેવ. ૪
જપ તપ યોગની સાધના,
　　　　　　　પ્રભુ આચરી અપરંપારરે; દેવ.
દૃષ્ટિ ન પ્રગટી દેખણુની,
　　　　　　　નવ દેખ્યા દિલબર દિલદારરે. દેવ. ૫
પાઠ પૂજા ક્રિયા ક્રોડ કરી,
　　　　　　　દેવ! દર્શન વિના સહુ ફોકરે; દેવ.

દરશનથી 'સંતશિષ્ય' તણા,
સર્વ ટળશે સંતાપને શોકરે. દેવ. ૬

### પદ ૩૯ રાગ વાઘેશ્રી–તીનતાલ

અજહુ ન નિકસૈ પ્રાણુ કઠોર ! ટેક
દરશન બિના બહુત દિને બીતે, સુંદર પ્રીતમ મોર. અજ.
ચારિ પહર ચારો જુગ બીતે, રૈન ગંવાઈ ભૌર. અજ.
અવધ ગઈ અજહૂ નહિ આયે, કત્તહુ રહે ચિત્ત ચોર. અજ.
કબહુ નૈન નિરખી નહિ દેખે, મારગ ચિતવત ચોર. અજ.
'દાદૂ' ઐસે આતુર બિરહિણી, જૈસે ચંદચકોર. અજ.

### પદ ૪૦ રાગ માઢ– તાલ લાવણી

(મારૂં) મનડું વિંધાણું રાણા,
ચિત્તડું ચોરાણું રાણા, શું રે કરું?
શું રે કરું, વિષ પીધે ના મરું, હો રાણા શું રે કરું? મનડુ
નિંદા કરે છે મારી, નગરીના લોક રાણા;
તારી શિખામણ હવે, મારે મન ફોક. રાણા–શું રે કરું?૧
ભરીરે બજારમાંથી, હાથી હાલ્યો જાયે રાણા;
શ્વાન ભસે છે તેમાં, હાથીને શું થાયે? રાણા–શું રે કરું ર
ભૂલીરે ભૂલી હું તો ઘરના રે કામ રાણા
ભોજન ના ભાવે, નયણે નિંદ છે હરામ. રાણા શું રે કરું?૩
બાઈ મીરાં કરે પ્રભુ ગિરધર નાગર વા'લા
પ્રભુને ભજીને હું તો, થઈ ગઈ નિહાલ. રાણા–શું રે કરું ૪

### પદ ૪૧ રાગ ઝીંઝોટી

અબતો મેરા રામ નામ દુસરા ન કોઈ. ટેક.
માતા છોડે પિતા છોડે, છોડે સગા સાંઈ;
સાધુ સંગ બેઠ બેઠ, લોક લાજ ખોઈ. અબ.
સંત દેખ દોડ આઈ, જગત દેખી રોઈ;
પ્રેમ–આંસુ ડારડાર, અમર વેલ બોઈ. અબ.
મારગડે મેં તારન મીલે, સંત–રામ દોઈ;
સંત સદા શિર ઉપર, રામ હૃદય હોઈ. અબ.
અંતમેંસે તંત કાઢયો, પીછે રહી સોઈ;
રાણે મેલ્યા બિખકા પ્યાલા, પીને મસ્ત હોઈ. અબ
અબ તો બાત ફૈલ ગઈ, જાને સબ કોઈ;
બાઈમીરાં લાલગિરિધર, હોની તી સો હોઈ. અબ

---

### પદ ૪૨ રાગ કાફી

હેતે જપું હરિ નામ.
રે....ચિત્તડું મારું ચોરી લીધું રે વહાલા! હેતે જપું.
રે....મનડું મારું હેરી લીધું રે વહાલા! હેતે જપું. ટેક.
અનડાં ન ભાવે નયણે નિંદ્રા ન આવે વહાલા!
મુખડે જપું તારું નામ;
ઘેલી થઈને રે ફરું છું ગોકુળમાં વહાલા!
શુદ્ધ બુદ્ધ ભૂલી મારા શ્યામ રે...ચિત્તડું.

તન મન ધન અને ઇચ્છા અનેરી વહાલા !
કાનુડા કરી કુરબાન;
જીવડો માગો તોયે જરૂર આપું વહાલા !
તેના હું આપું જમાન રે..... ચિત્તડું.
લોકની લાજને કાજ બધા તજી વહાલા !
બની રહી છું બંદીવાન;
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધર ના ગુણ વહાલા !
ગરજુને હોય ન જ્ઞાન. રે....ચિત્તડું.

---

પદ ૪૩ રાગ—દેશ.

આવી મારી ઝુંપડીમાં આજ મારા સ્વામી !
પાવન કીજે આ દીન દાસ,
કોણ જાણે મારી આપ વિના દાઝ મારા સ્વામી !
કરશો મને ના નિરાશ. ટેક.
નથી આસન કોઈ રૂડું, પ્રભુ ! બેસાડવા;
નથી ષડ્રસ કંઈ ભોજન તમને જમાડવા,
મારો સ્વીકારો રોટલો ને છાશ. મારા૦ આવી૦
મારી પાસે ન દિવ્ય વસ્ત્ર નાથ ! આપવા;
નથી પુષ્પહાર આપ કંઠમાં આરોપવા,
માનો પુષ્પહાર અર્પું તુચ્છ ઘાસ. મારા૦ આવી૦
હું છું દુર્બળ ન ચરણમાં કાંઈ મૂકવા;

મૂકું મસ્તક પદે, રીઝો પ્રભુ સ્વીકારવા,
જો જો ભાવ જોશો સામગ્રી ન ખાસ. મારા૦ આવી૦
નથી મારે કદી વૈભવોને નાથ ! માગવા;
ઇચ્છું સામર્થ્ય આપથકી, કોઇ ન આગવાં,
યાચું એજ રાખો નિત્ય ચરણુ પાસ. મારા૦ આવી૦
સાધન સુગુણુ હીન હું છું આળસુ પૂરો;
દુઃખ સાગરે ડુબેલ હું છું, નિત્ય નિગુરો,
મારે એક માત્ર આપનો વિશ્વાસ. મારા૦ આવી૦
નાથ 'નરહરિ' દયાળ દયાને બતાવજો;
મારી રંકની આ પર્ણકુટીને શોભાવજો,
નાખીશ આવશો નહિ ત્યાં લગી નિઃશ્વાસ.મારા૦આવી૦

---

પદ ૪૪ રાગ-કસુરી-ઢબ થાવ તમેં તૈયાર પદમણી
પિયુ મિલનકે કાજ આજ, જોગન બન જાવુંગી. ટેક.
હાર સિંગાર છોડ સારે અંગ, વિભૂત રમાવુંગી;
સિંગી સેલી પહર ગલેમેં, અલખ જગાવુંગી. પિયુ. ૧
કાશી મથુરાં હરિદ્વાર સબ, તીરથ નાવુંગી;
જાય હિમાચલ કરૂં તપસ્યા, તનકો સુકાવુંગી. પિયુ. ૨
ઋષિ મુનિયોંકે આશ્રમ જાકર, ખોજ લગાવુંગી;
અંદર બાહિર સબ જગ ઢુંઢું, નહિ અટકાવુંગી. પિયુ. ૩
નિશદિન ઉસકા ધ્યાન લગાકર, દર્શન પાવુંગી;
'બ્રહ્માનંદ' પિયુ ઘર લાકર, મંગલ ગાવુંગી. પિયુ. ૪

---

પદ ૪૫ રાગ કૌશિયા–તીન તાલ.

પ્રભુજી ! તુમ ચંદન, હમ પાની;
જાકી અંગ અંગ બાસ સમાની. પ્રભુજી
પ્રભુજી ! તુમ ઘન બન હમ મોરા;
જૈસે ચિતવત ચંદ ચકોરા. પ્રભુજી
પ્રભુજી ! તુમ દીપક હમ બાતી;
જાકી જોતિ બરે દિન રાતી. પ્રભુજી
પ્રભુજી ! તુમ મોતી હમ ધાગા;
જૈસે સોનહિં મિલત સુહાગા. પ્રભુજી
પ્રભુજી ! તુમ સ્વામી હમ દાસા;
ઐસી ભક્તિ કરે ‘ રૈ દાસા ’ પ્રભુજી

---

પદ ૪૬ રાગ–ભૈરવી.

દૂર કાં પ્રભુ ! દોડ તું, મારે રમત રમવી નથી.
આ નયન બંધન છોડ તું, મારે રમત રમવી નથી. ટેક.
પ્યાસુ પરમ રસનો સદા, શોધું પરમ રસ રૂપને;
અનુભવ મને અવળો થયો, એવી રમત રમવી નથી. દૂર.
બાંધી નયન બંધન મને, મૂકયો વિષમ મેદાનમાં;
અદૃષ્ય થઈ અળગા રહ્યા, એવી રમત રમવી નથી. દૂર.
ભારે વિષમ પથ ભટકવું, બહુ નયનને બાંધી કરી;
આવી અકારી રમતને, મારે હવે રમવી નથી. દૂર.

અથડાવવું છે ક્યાં લગી, બાંધી નયનનાં બંધનો;
આરો ન આવે તો પછી એવી રમત રમવી નથી. દૂર.
તું 'આવ આવ' અવાજ કરતો, એ તરફ આવી શકું;
વિણુલક્ષ અથડાવા તણી, મારે રમત રમવી નથી. દૂર.
તું આવીને ઉત્સાહ દે કાં, કૈંક કિરણુ પ્રકાશના;
આ લક્ષ વિણુ રખડી મર્યાની, રમતને રમવી નથી. દૂર.
હે તાત ! તાપ અમાપ આ, તપવી રહ્યા છે ત્રિવિધના;
એ તાપમાંહે તપી મર્યાની, આ રમત રમવી નથી. દૂર.
નથી સહન કરી શકતો પ્રભુ ! તારા વિરહની વેદના;
હે દેવ ! તુજ દરશન વિના, મારે રમત રમવી નથી. દૂર.
નથી સમજ પડતી શ્રીહરિ, કઈ જાતની આ રમત છે;
ગભરાય છે ગાત્રો બધાં, મારે રમત રમવી નથી. દૂર.
હોયે રમત ઘડી બે ઘડી, બહુ તો દિવસ બે ચારની;
આતો અનંતા યુગ ગયા, એવી રમત રમવી નથી. દૂર.
ત્રિભુવનપતિ તુજ નામના થાકયો કરી કરી સાદને;
સુણુતા નથી કેમ 'સંતશિષ્ય'ને આ રમત રમવી નથી. દૂર.

---

પદ ૪૭ રાગ માઢ.

પ્રેમલ જ્યોતિ તારો દાખવી, મુજ જીવનપંથ ઉજાળ.
દૂર પડયો નિજ ધામથી ને ઘેરે ઘનઅંધાર;
માર્ગ સૂઝે નહિ ઘોર રજનિમાં, નિજ શિશુને સંભાળ;
મારો જીવનપંથ ઉજાળ. (૩) પ્રેમલ૦

ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ, દૂર નજર છો ન જાય;
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય-
મારે એક ડગલું બસ થાય. (૩) પ્રેમલ૦
આજ લગી રહ્યો ગર્વમાં, માગી મદદ ન લગાર;
આપ બળે માર્ગ જોઇને ચાલવા, હામ ધરી મૂઢ બાળ
હવે માગું તુજ આધાર, (૩) પ્રેમલ૦
ભભકભર્યા ચિન્હોથી લોભાયો, ભય છતાં ધર્યો ગર્વ;
વીત્યાં વર્ષને લોપ સ્મરણથી, સ્ખલન થયાં મુજ સર્વ;
મારે આજથકી નવું પર્વ. (૩) પ્રેમલ૦
તારા પ્રભાવે નિભાવ્યો મને, આજ લગી પ્રેમ ભેર;
નિશ્ચય મને તે સ્થિર પગલેથી, ચલવી પહોંચાડશે ઘેર;
દાખવી પ્રેમલજ્યોતિની સેર. (૩) પ્રેમલ૦
કર્દમ ભૂમિ કલણ ભરેલી, ગિરિવર કેરી કરાડ;
ધસમસતા જળ કેરા પ્રવાહો, સર્વ વટાવી કૃપાળ,
મને પહોંચાડશે નિજ દ્વાર, (૩) પ્રેમલ૦
રજની જશે ને પ્રભાત ઉજળશે, સ્મિત કરશે પ્રેમાળ;
દિવ્ય ગણોના વદન મનોહર, મારે હૃદય વસ્યાં ચિરકાળ,
જે મેં ખોયાં હતાં ક્ષણવાર. (૩) પ્રેમલ૦

---

પદ ૪૮ રાગ—કાલિંગડો.

કર શિષ્યની સહાય, શિષ્ય તારું ધ્યાન ધ્યાય. કર. ટેક.
દેખાયે છે દૃષ્ટિ પ્રમાણે, કાંઈ ન કરી શકાય;

વિઘ્નો વારે વારે નડે છે, પગ પ્રભુ પકડાય. કર. ૧
વિપત્તિની વાત બધી આ, વદને કેમ વદાય;
મનોરથના મારગડામાં, મન મારું મુંઝાય. કર. ૨
અંધારામાં ભયનાં ભારે, ભૂતડાં ભરખી ખાય;
સહાય વિના પાર ન પામું, જરૂર એવું જણાય. કર. ૩
ધ્યેય ભૂલું ધ્રુવનું ત્યારે, ગાત્ર બધાં ગભરાય;
નાથ ! તારા વિણુ નૌકા મારી, આમ તેમ અથડાય. કર. ૪
અનુભવીને આ મુશ્કેલી, જરૂર સાચી જણાય;
બીજા પાસે બોલીએ ત્યારે, ગાંડા વેણુ ગણાય. કર. ૫
દૂર રહે છે ડા'પણુ આમાં, સત્ય નહિ સમજાય;
'સંતશિષ્ય'ને આ ઉદ્‌ગારો, અંતરમાં ઊભરાય. કર. ૬

---

પદ ૪૯ ઢબ—મહેતાજીરે શું મહીમૂલ બતાવું.

એક અરજીરે સદ્‌ગુરુ આપ સ્વીકારી,
લ્યો ધ્યાન વિષે ગુરુ ધારી. ટેક.
આ આશ્રિત આપના જાણીરે,
લાગણીઓ અધિકી આણી રે;
ગુરુ પૂરણુ અમને પિછાણીરે,
ગુણુ ખાણીરે....પ્રેમના કિરણુ પ્રસારી. લ્યો. ૧
કહો અન્ય સ્થળે કયાં જઇએરે
બીજું કોનું શરણું લઈએ રે.
કોની આગળ કથની કહીએ રે,

દુઃખ સહીએરે...અવધૂ લેજો ઉગારી. હ્યો. ૨

એકે વાત નથી સમજાતીરે,
મુંઝવણુ મનમાં નથી માતી રે;
નથી જયની વાત જણાતી રે,
સમજાવીરે....સંશય નાખો સંહારી. હ્યો. ૩

જયાં ત્યાં ભયભડકા ભાસે રે,
ત્રાય ત્રાય કરી મન ત્રાસે રે;
નિર્ભય બનવા બહુ નાસે રે,
કયાં જઈએ રે....અમને ઓથ તમારી. હ્યો. ૪

એક આશ્રય અમને તમારો રે,
ભવસાગર પાર ઉતારો રે;
મટે જેમ માયાનો મુંઝારો રે,
ન વિસારોરે....અમ આતમ અધિકારી. હ્યો. ૫

કહેતાં પણ નથી કહેવાતું રે,
કીધા વિણ નથી રહેવાતું રે;
નથી ખલકનું દુઃખ ખમાતું રે,
આ વાતુંરે....ન મેલશો નાથ વિસારી. હ્યો. ૬

ઉંચું અંજન આંખે લગાવો રે;
શુદ્ધ મારગડો સમજાવો રે;
લીએ 'સંતશિષ્ય' એ લા'વો રે,
ગુરુ આગળ રે....અરજી એહ અમારી. હ્યો. ૭

---

પદ ૫૦ રાગ દેશ

ગુરુ મુક્ત થવાનો અપૂર્વ માર્ગ બતાવજો રે. ગુરુ. ટેક
ગંડુ બની બહુકાળ ગુમાવ્યો, અથડામણનો પાર ન આવ્યો;
લાયકાત ગુરુ નાલાયકમાં લાવજોરે........ગુરુ ૧
તિમિર તમામ સ્થળે છવરાયું, હિતઅહિત જરા ન જણાયું;
અંધકારમાં પ્રકાશને પ્રગટાવજોરે. ગુરુ. ૨
દરદીના છે અનેક દોષો, જડતા સામું કદી નવ જોશો;
વિશાળ દૃષ્ટિ કરીને અમી વરસાવજોરે. ગુરુ ૩
ઊર્ધ્વસ્થાન શુભવૃત્તિ ચડે છે, અનેક વિઘ્નો આવી નડે છે;
આ અગવડની સરસ દવા સમજાવજોરે. ગુરુ. ૪
અલગ રહે અકળામણ મારી, નિર્બળતા રહે સદાય ન્યારી;
દયા કરી ગુરુ એવી ચાંપ દબાવજોરે. ગુરુ. ૫
અંજન નેત્રે અજબ લગાવો, સત્ય રહસ્ય મને સમજાવો;
શંકા ફરી ઉપજે નહિ એમ શમાવજોરે. ગુરુ. ૬
જનમ મરણ જાયે ગુરુ મારા, નીકળીને દોષો રહે ન્યારા;
'સંતશિષ્ય'ને એવું સ્વરૂપ સુણાવજોરે. ગુરુ. ૭

---

પદ ૫૧ રાગ સારંગ, ઢબ—હરિ ભજન વિના

ગુરુકૃપા વિના, માયાવાળા મનનો પાર ન આવે;
શી શોધ કરું, અજાણ નરને અંધારે કેમ ફાવે? ટેક.
મનમાયા એક થઈ ચાલે, મહિપતિ થઇને મંદિર મહાલે;
એને સદ્‌ગુરુ વશ કરીને ઝાલે. ગુરુકૃપા. ૧

માયા ખવરાવે તે ખાવે, માયા ગવરાવે તે ગાવે;
એ વિણુ અમૃત પણુ ના ભાવે. ગુરુકૃપા. ૨
જેમસ્થિરકરું તેમતેમભાગે, જરૂરી વિણુનવીનનવીનમાંગે;
લગની પ્રભુમાં ક્ષણુ નવ લાગે. ગુરુકૃપા. ૩
જપ તપથી ટેવ નથી જાતી, ઉપદેશની અસર નથી થાતી;
મનમાં એ મૂંઝ નથી માતી. ગુરુકૃપા. ૪
દિનરાત કરે દોડાદોડી, એના વેગની જગમાં નથી જોડી;
વ્રત નિયમ બધાં નાંખે તોડી. ગુરુકૃપા. ૫
ગીતામાં ઓષધ ગાયું છે, શાસ્ત્રે પણ ખૂબ સમજાવ્યું છે;
સંતે 'શિષ્ય' ને રહસ્ય જણાવ્યું છે. ગુરુકૃપા. ૬

---

પદ ૫૨ રાગ—શ્યામ કલ્યાણ. ઢબ—મંડપ રચ્યો

સદગુરુની કૃપા થાય, આનંદ ઊભરાય. (૨)
સદ્ગુરુવરની સંગતિ કરતાં,આપેલ એહનો મંત્રઉચ્ચરતાં
પામેલ ન તેહ પમાય, શંકાઓ માત્ર સમાય;
દિલનાં દુઃખ સર્વ દબાય, આનંદ ઊભરાય. સદ્૦ ૧
અનુભવીઓ વિણુ કોણુ ઉગારે,વિષમપંથથી અવર ન વારે
ભવ ભેદો એહ ભણાવે, સાચો ગુરુ પંથ સુણાવે;
બુટ્ટી એ હકીમ બતાવે, આનંદ ઉભરાય. સદ્૦ ૨
તરનારા ભવસિંધુથી તારે, ઊગરી ગયા છે એહ ઉગારે;
છૂટેલા તેજ છોડાવે, સમજેલા તે સમજાવે;
અનુભવીઓ અનુભવાવે, આનંદ ઉભરાય. સદ્૦ ૩

ગુરુઉપદેશના રસમાં ગળ્યાથી,બંધનકારક બીજબળ્યાથી,
એ પરમ અમીરસ પાય, તો જન્મ મરણ મટી જાય;
દોષો પછી સહજ દળાય, આનંદ ઉભરાય સદ્૦ ૪
એ ભવવૈદ્યને કેમ વિસારું, અમૂલ્ય એહજ ભૂષણ મારું;
તે કદી ન અળગું કરાય, મુજ જીવન થકી જરાય,
આ 'સંતશિષ્ય' ગુણ ગાય, આનંદ ઊભરાય. સદ્૦ ૫

---

પદ ૫૩ રાગ ધોળ

સદ્ગુરુના તે વચન વિચારતાં—
મટે મોહ માયાને વિકાર, હરિરસ પીજીએ. ટેક
બાળી ભસ્મકરે બીજી વાસના,ઉર પ્રગટે પ્રેમ અપાર હરિ૦
એવોઅજરઅમીરસજેપીએ,તેનાં નેણાંવેણાંપલટાય. હરિ૦
ચડી બ્રહ્મ ખુમારી ન ઉતરે,સુખ મુખે કહ્યું નવ જાય. હરિ૦
તેને સંભવ નહિરે શરીરનો,થયો આતમ દૃષ્ટેઉઘાડ.હરિ૦
મરજીવો થઈ હરિને મળે,ગળે જ્ઞાન હિમાળે હાડ. હરિ૦
બ્રહ્મ ધ્યાને ગગનવત થઇ રહે, જેમકુંભમહાજળમાંઈહરિ૦
કૃષ્ણ પોતામાં પોતે કૃષ્ણમાં, કૃષ્ણવિનાદીસેનહિકાંઇહરિ૦
જેમ સરિતાસાગરમાંજઈભળે, તેનુંનામનદીટળીજાયહરિ૦
કહે'પ્રીતમ' સદ્ગુરુસેવતાં, ટળે અંતર એક રસ થાય હરિ૦

પદ ૫૪ ભજન–ધીરાના પદની ઢબ

પ્યાલો મને પાયોરે, પ્રવચનનો ભાવે ભરી;
સદ્ગુરુ સાચા મળિયારે, દુઃખ મારાં લીધાં હરી.પ્યાલો.

પહેલો પ્યાલો સમરસતણો, પાયો ધરીને પ્રેમ;
વિષમદૃષ્ટિ કરી વેગળી, જાદુ કરે કોઈ જેમ.
દોષોને દૂરકીધાં રે....અંતરના ઓળખ્યા અરિ. પ્યાલો.
બીજે પ્યાલે બહારનું, ભૂલી ગયો સહુ ભાન;
અંજન કર્યું અંતર વિષે, નિરખ્યું પરમ નિધાન.
તિમિર ઘટ ટાળ્યું રે....પરમ પ્રબોધે કરી. પ્યાલો.
ત્રીજે તાળાં તોડિયાં, સમજાવ્યો નિજ સાથ;
પડતાં મૂકયા પર બધાં, નિકટ નિરખિયો નાથ.
દવાયું એવી દીધી રે....મદ મૂઢતા ગઈ મરી. પ્યાલો.
ચોથે પ્યાલે ચિંતા મટી, મટયો માયાનો સંગ;
અમૃત સ્થળને ઓળખ્યું, અપૂર્વ થયો ઉમંગ.
અમૃત ઘટડામાં રે....ઝરમર ઝરમર રહ્યું છે ઝરી. પ્યાલો.
પાંચમેં પ્રેમ પ્રગટાવિયો, જળહળ દીઠી જ્યોત;
નગર બધું નિરખી રહ્યો, અવિચળ થયો ઉદ્યોત.
કામણ એવું કીધું રે...જૂઠી બાજી ગમે ના જરી. પ્યાલો.
છઠ્ઠે સ્વરૂપને સમજિયો, ભયનો ટળિયો ભાસ;
રેડી રસાયણ હૃદયમાં, નિર્બળતા થઈ નાશ.
પથ્યાપથ્ય પરખ્યું રે...ઠેકાણે જઈ બેઠો ઠરી. પ્યાલો.
જીવ ઈશ્વર ને જગતનો, નિશ્ચે સમજ્યો ન્યાય;
'સંતશિષ્ય' સુખ અનુભવ્યું, સદ્‌ગુરુ થયા સખાય.
ભ્રમણાનું સ્થળ ભાંગ્યું રે....ભવોદધિ ગયા તે તરી. પ્યાલો.

---

પદ ૫૫ ભજન-ઢબ-તુંરે તારા બિરૂદ સામું.

સદ્‌ગુરુ મળિયા તેના સંકટ ટળિયાજી
પામર થઈ તે ન પીડાયે રે શાણા. સદ્‌ગુરુ.
પૂરા ગુરુ પામ્યા તેને પરવા ન હોય પરની,
ઓશિયાળો થઇ ન અથડાયે રે શાણા. સદ્‌ગુરુ.
અમર બુટ્ટીની જેણે ઓળખાણ આપી તે,
મૂળાને માટે ન મરાયે રે શાણા. સદ્‌ગુરુ.
કંચન કરવાની જેને કળાઓ બતાવી તે,
ધૂળને ધોવામાં નવ ધાયે રે શાણા. સદ્‌ગુરુ.
સિંધુમાં જે સદ્‌ગુરુએ સુરતા કરાવી તે,
ગોબરમાં ગોથા ન ખાયે રે શાણા. સદ્‌ગુરુ.
જેના મન મંદિરિયામાં જગપતિ આવે તે,
ભ્રમિત થઇ ન ભટકાયે રે શાણા. સદ્‌ગુરુ.
સિદ્ધ કરેલી વિદ્યા સવિધિએ સોંપી જેને,
લચપચીઓ થઇ ન લલચાયે રે શાણા. સદ્‌ગુરુ.
દેવોના દેવ સેવા-ભક્તિથી સાધિયા તે,
ભૂતોમાં નહિ ભરમાયે રે શાણા. સદ્‌ગુરુ.
સંતનો 'શિષ્ય' જેણે સદ્‌ગુરુને સેવિયારે,
જન્મો જનમના દુઃખ જાયે રે શાણા. સદ્‌ગુરુ.

---

પદ ૫૬ રાગ–કાલિંગડો

શાન્તિ માટે સદ્‌ગુરુનું શરણું લીધું રે (૨)
તન–મન–ધન એમને બધું અર્પી દીધું રે. શાંતિ.
કુંચી રૂપે તત્ત્વ મને કાનમાં કીધું રે (૨)
પીયૂષ ગણી તુરત તેને, પ્રેમથી પીધું રે. શાંતિ.
ગોતતો ચારે કોર હું તેને ઘટમાં ચીંધ્યું રે (૨)
દયા કરીને દિલડામાં, દરશાવી દીધું રે. શાંતિ.
વૈરાગ્યેથી ગુરુએ મારું મનડું વીંધ્યું રે;
'સંતશિષ્ય' કહે સદ્‌ગુરુએ કામણ કીધું રે. શાંતિ

---

પદ ૫૭ રાગ ધોળ.

સંત પારસ ચંદન બાવના,
કામધેનુ કલ્પદ્રુમ સાર, સમાગમ સંતનો, ટેક.
સંત સંતમાં છે અંતર ઘણો,
તરુ પારસ ત્રણ પ્રકાર. સમા૦
એક પારસથી પારસ બને,
એક પારસથી હોય હેમ; સમા૦
એક પારસ લોહ કુંદન કરે,
સો વરસ રહે એમનું એમ. સમા૦
એક ચંદનથી વિષ ઊતરે,
એક ચંદને અગ્નિ ઓલાય; સમા૦
એક તલભર તેલમાં જો પડે,

ફરી તેલ તાતું નવ થાય. સમા૦
સર્વે ગજ શિર મોતી ન નીપજે,
સહુ નારી સતી નવ હોય; સમા૦
સર્વ સૈનિક શૂરા નવ જાણિયે,
સર્વે નાગ મણિ નવ હોય. સમા૦
સર્વે વનવન ચંદન ન નીપજે,
સર્વે જળજળ કમળ ન હોય. સમા૦
જ્ઞાન હીણા ગુરુ નવ કીજીએ,
શઠ સલીલ સેવ્યે શું થાય? સમા૦
કહે 'પ્રીતમ' બ્રહ્મવિદ ભેટતાં,
ભવરોગ સમૂળો જાય. સમા૦

---

પદ ૫૮ રાગ—ઝીંઝોટીની તરજ.

જગપતિ કરજે સહાય મારી (૨)
સ્વામી મુજ અરજ સ્વીકારી; મનમંદિર પ્રભુ પધારી,
જગપતિ કરજે સહાય મારી. ટેક
સાખી—તું દાતાર દયાળ તું, હું ભિક્ષુ હું દીન;
પરમાદિત્ય પ્રકાશ તું, હરિ હું જ્યોત વિહીન.
ઘોર તિમિરમાં પંથ ન સૂઝે (૨) સુરતાના તાર સુધારી;
આ સંકટ પાર ઉતારી, જગપતિ.
સાખી—પ્રસિદ્ધ હું છું પાતકી, તું પાતક હરનાર;
હું દર્દી ભયથી ભર્યો, તું નિર્ભય કરનાર.

ભૂલો પડયો છું ભવઅટવિમાં(૨)આ ત્રિવિધતાપથી તારી;
મુજ વિઘ્નો સર્વ વિદારી, જગપતિ.
સાખી—મુજ જીવનની જ્યોત તું, પરમામૃત મુજ પ્રાણ;
તું જ્ઞાતા સહુ જ્ઞેયનો, હું છું અબુધ અજાણ;
પથ્યાપથ્યને નથી પરખાતું (૨) મટી જાય અવિદ્યા મારી;
એવાં પ્રભુ કિરણ પ્રસારી, જગપતિ.
સાખી—માત તાત કે ગુરુ કહું, સખા કહું શિરતાજ;
જે કહું તે ઓછું બધું, હું માનું મહારાજ.
'સંતશિષ્ય'ના શરણ સદાયે (૨) નહિ દેજે વિભુ વિસારી;
લેજે હે અચ્યુત ઉગારી, જગપતિ.

---

પદ ૫૯ રાગ—દેસ—દાદરા.

તૂ દયાળ દીન હૌં, તૂ દાની મૈં ભિખારી;
હૌં પ્રસિદ્ધ પાતકી, તૂ પાપપુંજહારી. તૂ.
નાથ તૂ અનાથકો, અનાથ કૌન મોંસો;
મો સમાન આરત નહિ, આરતહર ન તોસો. તૂ.
બ્રહ્મ તૂ મૈં જીવ, તૂ ઠાકુર મં હૌં ચેરો;
માત તાત ગુરુ સખા, તૂ સબવિધિહિતુ મેરો. તૂ
તોહે મોહે નાતે અનેક, માનિયે જો ભાવૈં;
જ્યોં ત્યોં 'તુલસી' કૃપાળ, ચરણ શરણ પાવૈ. તૂ.

---

પદ ૬૦ રાગ–શીખ સાસુજી દે છે રે.

મારા નયણાની આળસ રે, ન નીરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડયું રે, ન ઠરિયાં ઝાંખી કરી.
શોક મોહના અગ્નિ રે, તપે તેમાં તપ્ત થયાં;
નથી દેવના દરશન રે, કરી તેમાં રક્ત રહ્યાં.
પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર ભર્યો;
નથી અણુ પણ ખાલી રે, ચરાચર માંહી ભર્યો.
નાથ ગગનના જેવા રે, સદા મને છાઈ રહે;
નાથ વાયુની પેરે રે, સદા મારા ઉરમાં વહે.
જરા ઉઘડે આંખલડી રે, તો સન્મુખ તેહ તદા;
બ્રહ્મ–બ્રહ્માણ્ડ અળગાં રે, ઘડીયે ન થાય કદા.
પણ પૃથ્વીના પડળો રે, શી ગમ તેને ચેતનની;
જીવે સો વર્ષ ઘુવડ રે, ન ગમ તેને કંઈ દિનની.
સ્વામી સાગર સરિખા રે, નજરમાં ન માય કદી;
જીભ થકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.
પેલાં દિવ્ય લોચનિયાં રે, પ્રભો ! કયારે ઊઘડશે;
આવા ઘોર અંધારા રે, કહો કયારે ઊતરશે.
નાથ ! એટલી અરજી રે, ઉપાડો જડ પડદા;
નૈના નીરખો ઊંડેરૂં રે, હરિવર દરસે સદા.
આંખ આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરી;
એક મટકું તો માંડો રે, નજર ભરી નીરખો હરિ.
મારા નયણાની આળસ રે, ન નીરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડયું રે, ન ઠરિયાં ઝાંખી કરી.

પદ ૬૧ રાગ કવાલી—ભેરવી ઢબ—જેવી કરે જે કરણી,

ડુબા મૈં જા રહા હું, કર પાર નૈયા મેરી. ડુબા. ટેક.
ભવસિંધુ હૈ અપારા, જિસ્કા ન પાર પાયા;
હૈરતમેં આ રહા હું, કર પાર નૈયા મેરી. ડુબા.
મદ ક્રોધ લોભ માયા, તુફાન શિરપે આયા;
ચક્કર મૈં ખા રહા હું, કર પાર નૈયા મેરી. ડુબા.
મિથ્યાત અંધેર છાયા, રાસ્તા મેરા ભૂલાયા;
ઉલટા મૈં જા રહા હું, કર પાર નૈયા મેરી. ડુબા.
પરમાદ ચોર આયા, પુરુષાર્થ ધન ચુરાયા,
આલસમેં આ રહા હું, કર પાર નૈયા મેરી. ડુબા.
તારન તરન તુંહી હો, ભવદુઃખહરન તુંહી હો;
નિશ્ચે મૈં લા રહા હું, કર પાર નૈયા મેરી. ડુબા.
ન્યાયત હે મઝેદારા, ટુક દીજિએ સહારા;
મૈં શિર ઝુકા રહા હું, કર પાર નૈયા મેરી. ડુબા.

---

પદ ૬૨ રાગ—તું રે તારા બિરુદ સામે જોજે.

તમે તો તમારાં બિરુદો જોશો જગદીશ્વર,
ન જોશો કરણી અમારી રે વહાલા. તમે તો ટેક.
તમારા ખોળામાં મેં મસ્તક મૂકિયું રે,
બળતાથી લેજો બચાવી રે વહાલા. તમે તો ૧.

ભૂલી જાઉં ભાન ત્યારે સ્મરણ કરાવજો રે,
અદૃશ્ય શક્તિરૂપે આવી રે વહાલા. તમે તો. ૨.
પામર સમજી મને પડી જતાં ઝીલજો રે,
ટેકાથી રાખજો ટકાવી રે વહાલા. તમે તો. ૩.
આડા ને અવળા પંથ અળગા મેં મૂકિયાં રે,
ભક્તિ તમારી મને ભાવી રે વહાલા. તમે તો. ૪.
અસત્યના મારગડામાં આવી પડું તો;
સત્ય મને દેજો સુણાવી રે વહાલા. તમે તો. ૫.
ઇચ્છા વિના દૈવ અધર્મમાં યોજે તો,
જગપતિ દેજો જણાવી રે વહાલા. તમે તો. ૬.
નિદ્રા આવે તો મને નાથ જગાડજો રે,
દાસ ઉપર દયા લાવી રે વહાલા. તમે તો. ૭.
કરગરી કરગરી કરગરી કહે છે રે,
'સંતશિષ્ય' શિરને નમાવી રે વહાલા. તમે તો. ૮.

---

પદ ૬૩ રાગ-જમવાને જેઠ ઘરે નાથ નથી જાવું રે-એ ઢબ

જિગરની વાતને જણાવું રે,
જણાવું રે જણાવું રે જણાવું. ટેક.
સ્વચ્છંદતા મારી છોડી, ચિત્ત તારા ચરણે ચોડી;
તારા પ્રેમપૂરમાં તણાવું રે–
તણાવું રે તણાવું રે તણાવું. જિગરની ૧.

મારી બધી મતલબ મૂકી, ચંચળતા ચિત્તથી ચૂકી;
તારી ઈચ્છામાં સ્થિર થાવું રે-
થાવું રે થાવું રે સ્થિર થાવું. જિગરની ૨.
ગાંઠ અહંપદની ગાળી, બીજ અવિદ્યાનાં બાળી;
જોડી દો તેહમાં જોડાવું રે-
જોડાવું રે જોડાવું રે જોડાવું. જિગરની ૩.
કામ અણુસમજે કીધાં, ફોગટના ફેરા દીધા;
હવે તો ન હાથથી હણાવું રે-
હણાવું રે હણાવું રે હણાવું. જિગરની ૪.
નાથના વિનાનું નાણું, તજ્યું મેં સ્વારથિયું ગાણું;
ગવરાવો તેમ મારે ગાવું રે-
ગાવું રે ગાવું રે મારે ગાવું. જિગરની ૫.
પાન પ્રેમજળનું કરશું, ધ્યાન પ્રભુ તારું ધરશું;
નથી ઝાંઝવામાં ઝંપલાવું રે-
ઝપલાવું રે ઝપલાવું રે ઝપલાવું. જિગરની ૬.

---

પદ ૬૪ રાગ-કલ્યાણની તરજ.

સુખકર કર, હર દુઃખ હરન દેવ—સુખકર. ટેક.
સુર અસુર નરના નાથ, સેવે જેને મળીને સાથ-સુખકર.
તેજમય ત્રિગુણ અતીત, ભવભવની ભાંગ ભીત;
નમન કરું નિત્યનિત્ય, કર વિભુ અમારું હિત-સુખકર.
વિશ્વવંદ્ય, વિગતદ્વંદ્વ, સૌખ્યકંદ, પૂરણાનંદ;

નિર્વિકાર, તાર તાર, દુઃખ વિદાર કર ઉદ્ધાર—સુખકર.
અજર અમર અચળરૂપ, ભયહરા ત્રિભુવન ભૂપ;
તનથી, મનથી, ધનથી, ભક્તિ તારી, દુઃખ હરનારી
પ્રેમ વધારી, કરીએ સારી. સુખકર.

---

પદ ૬૫ ઢબ—લટકાળા લાલા—ન્યારા ના થશો.

કરુણાળ, મયાળ, દયાળ, દાસથી ન્યારા ના થશો;
દુઃખ હરવા કરવા શાંત, દૃષ્ટિથી દૂરે ના જશો. ટેક.
સુંદર સ્વરૂપી પ્રભુ સાચા સુખ ધામ;
અમારી એહ આશ, વસી હૃદય વાસ—
કરજે પ્રકાશ, નહિ કર નિરાશ. કરુણાળ૦
અધમ ઉદ્ધારક તારક તુજ નામ;
ગણી સેવક સુધાર, કિરતાર તાર—
ઉર અરજ ધાર, કહું વારવાર. કરુણાળ૦

---

પદ ૬૬ ઢબ—હૃદયમંદિર છે એનું. અથવા જળભરવા હિચોને

તારું શરણું મેં લીધું પ્રભુ પાર્શ્વજી રે,
આશા છોડી છે મેં અવરની અશેષ. તારું. ૧
મને મુંઝવી મારે છે કર્મમોહની રે,
જોર વ્યાધિઓ કરે છે વિશેષ. તારું. ૨
પામી શકું વહાલા ! સત્ય સ્વરૂપને રે,
એવો અદૃશ્ય આપ ઉપદેશ. તારું. ૩

તારા શરણુ વિના અવનિમાંહિ આથડયો રે,
હણાયો હરિ તુજ વિના હંમેશ. તારું ૪
અધમને ઉદ્ધારનાર ઇષ્ટદેવ તું રે,
જરૂર જાણ્યા તુંને હવે જિનેશ. તારું ૫
'સંતશિષ્ય' જેવો તેવો તોય તાહરો રે,
લેખીશ મા દોષોને પ્રભુ ! લેશ. તારું ૬

---

પદ ૬૭ હૃદયમંદિર છે એનું રળિયામણું રે.

દયાદૃષ્ટિ વહાલા દાસપરે રાખજો રે,
નમ્ર વિનંતિ કરું છું વારંવાર. દયાદૃષ્ટિ. ૧
પ્રભુ વેદ તણા ભેદ નથી જાણતો રે,
નથી જાણતો સ્વરોદયનો સાર. દયાદૃષ્ટિ. ૨
મને યમ નિયમ આસન આવડે નહિ રે,
નથી વિદ્વતા ભરેલા વિચાર, દયાદૃષ્ટિ. ૩
ક્રિયાકાંડમાં હું કશું સમજું નહિ રે,
ગુપ્ત ભેદનો ન હું ભણનાર. દયાદૃષ્ટિ. ૪
આપ ભજન વિના અન્ય આવડે નહિ રે,
નિરાધારના અચળ છો આધાર. દયાદૃષ્ટિ. ૫
ઝાઝાં શાસ્ત્ર ને સિદ્ધાંત નથી જાણતો રે,
સદા આપનું સ્મરણુ કરનાર. દયાદૃષ્ટિ. ૬
આપ વિના મને અવર નથી આશરો રે,
'સંતશિષ્ય' તણા હૃદયશણગાર. દયાદૃષ્ટિ. ૭

---

પદ ૬૮ ઢબ—જળ ભરવા દિયોને જમુના તણાં રે.

હૃદય મંદિર છે એનું રળિયામણું રે,
જેમાં વિશ્વપતિનો છે વિરામ. હૃદય૦ ૧
આત્મજ્ઞાન રૂપી દિવ્ય જેમાં દીપ છે રે,
તિમિર નીકળી ગયું છે તમામ. હૃદય૦ ૨
જેમાં ન્યાય રૂપી અચળ રૂડાં સ્થંભ છે રે,
કાળા થાય નહિ કદિ જેમાં કામ. હૃદય૦ ૩
શોભાવ્યું છે સત્ય શિયળ શણગારથી રે,
અવનિમાં એનું વદન અભિરામ. હૃદય૦ ૪
જ્ઞાન ધ્યાન રૂપ વ્યાપ્ત જેમાં ધૂપ છે રે,
બિરાજે છે દિવ્ય આતમરામ. હૃદય૦ ૫
ઝેરી વાસનાનો વાસ જેથી વેગળો રે,
હક વગરનું જેને છે હરામ. હૃદય૦ ૬
ઇંદ્રિયો સ્વરૂપે દોષ રહિત દ્વાર છે રે,
'સંતશિષ્ય' એવું શાન્તિનું સ્વધામ. હૃદય૦ ૭

---

પદ ૬૯ ભજન—ઢબ—ધીરાનાપદની.

દયાળુ મારા દિલમાં રે, આવી રહેજો અંત સમે;
ભજનને ભુલાવારે, દુશ્મનો આવી ન દમે—દયાળુ.
મારું મારું કરી મફતનો, અથડાયો અહોનિશ;
જગમાં નાયક તમે નિયંતા, જાણ્યા હવે જગદીશ—
તમારે ખોળે માથું રે...તારી લેજો તારક તમે. દયાળુ.

ચાલી ચાલીને ચાલિયો, (પણ) પંથનો ના'વ્યો પાર;
માથે ભાર ઉપાડી થાકયો, છેવટ ન જડયો સાર–
પ્રભુની રીત પીછાણી રે....ખોટ હવે કોણુ ખમે. દયાળુ.
ઠીક પડે તેમ કર તું ઠાકર તેમાં (મારે) નથી તકરાર;
વિષમ સમયે ન વીસરું (તુજને), કર એવું કિરતાર–
અરજ છેલ્લી એ છે રે....'સંતશિષ્ય' નિત્ય નમે. દયાળુ.

---

પદ ૭૦ રાગ—ભૈરવી.

દીનાનાથદયાળ ! નટવર ! હાથ મારો મૂકશો મા.
હાથ મારો મૂકશો મા (૨) દીનાનાથ.
આ મહા ભવસાગરે ભગવાન હું ભૂલો પડયો છું;
ચૌદલોકનિવાસ! ચપલાકાંત ! આ તક ચૂકશો મા. દીના૦
ઓથ ઈશ્વર ! આપની, સાધન વિષે સમજુ નહીં હું;
પ્રણતપાલક ! પોત જોઈ, શંખ આખર ફૂંકશો મા. દીના૦
માત તાત સગા સહોદર, જે ગણું તે આપ મારે;
હે કૃપામૃતના સરોવર ! દાસ સારુ સૂકશો મા. દીના૦
શરણુ ' કેશવલાલ 'નું છે, ચરણુ હે હરિરામ ! તારુ;
અખિલનાયક ! આ સમે, ખોટે મશે પણ ખૂટશો મા. દીના૦

---

પદ ૭૧ રાગ ભેરવી : ઢબ—દીનાનાથ દયાળ નટવર.

પ્રણુતપાલ હે દયાળ એક આશરો તમારો;
એક આશરો તમારો (૨) પ્રણુતપાલ હે દયાળ–ટેક.
અખિલ નાયક આપ વિના કોણુ છે આધાર મારો;

વિષમ પંથથી અજાણુ ભક્ત આપનો ઉગારો. પ્રણુત૦ ૧
હે દયાળ મોહમાયાનો મટાડીને મુંઝારો;
વિઘ્ન રૂપ વિકાર સર્વ વિઘ્નહર વિભુ વિદારો. પ્રણુત૦ ૨
કરશો નહિ કરુણાળ કુશળ આપથી ક્ષણુ એક ન્યારો;
હે અપાર ! મદનમાર ! વિબુદ્ધ રખેને વિસારો. પ્રણુત૦ ૩
તારક ત્રિભુવનપતિ આ અરણુવ ભવનો ઉતારો;
અરજ અવિનાશી પ્રભુ 'સંતશિષ્ય'ની સ્વીકારો. પ્રણુત૦૪

---

પદ ૭૨ હરિગીત છંદ.

હું કોણ ને આ શું બધું છે, સ્વરૂપ મારું શું ખરું ?
આ જન્મ મરણો શા થકી છે, એ બધાં શાથી હરું ?
કરવા પડે નહિ કાર્ય ફરીને, કાર્ય એવાં શું કરું ?
ફરી જન્મવું મરવું પડે નહિ, એમ કઈ રીતે મરું ?
આ ભ્રાંતિ છે કે સત્ય તે અનુભવ વડે નિશ્ચય કરું ?
દુઃખ કલ્પના મુજ હોય તો દેખાવથી શાને ડરું ?
દુઃખ કારણો દેહે ભર્યાં, ફોકટ અવર સ્થળ કાં ફરું ?
એના ઉપાયો આચરી બીજા પ્રપંચો પરહરું ?
મરવા તણો ન સ્વભાવ મારો કયા પ્રકારે હું મરું ?
કાઢું કઈ કઈ ચીજ ઘટથી જીવનમાં શું શું ભરું ?
આવ્યા તણો ઉદ્દેશ સમજી સત્ય મારગ સંચરું ?
શ્રી સંતનો થઈ 'શિષ્ય' હું વર સ્વરૂપ મારાને વરું ?

---

પદ ૭૩ રાગ—ધનાશ્રી—ઢબ—મનતું ગમાર થામા.

કોણ તું કયાંથી આવ્યો ? સાથ શું સામાન લાવ્યો ! ટેક.
આવિયો તું કેમ આહીં, કારણ સમજ કાંઈ,
કાળ કયાં બધો ગુમાવ્યો ? કોણ તું. ૧
કોનાથી સંબંધ તારો, વેગે કરી લે વિચારો;
દુઃખમાં કોણે દબાવ્યો ? કોણ તું. ૨
કામ તારું શું કહેને, લક્ષમાં તું એહ લેને,
ફંદમાં કોણે ફસાવ્યો ? કોણ તું. ૩
તાહરો સ્વભાવ છોડી, વિભાવે રહ્યો તું દોડી,
બોધ આ કોણે બતાવ્યો ? કોણ તું. ૪
ફેરા ભવમાં ફરીને, કર્મ દુઃખદા કરીને,
કે'ને નાણાં શું કમાયો ? કોણ તું. ૫
તારું છે સ્વરૂપ કેવું, અંતરે વિચાર એવું,
આ જાદુ ખેલ શું જમાવ્યો ? કોણ તું. ૬
સાચું સુખ તારું શેમાં, આંખ તું ઉઘાડ એમાં,
કોણે બોલ તને બનાવ્યો ? કોણ તું. ૭
વહાલા આ વિચારવાને, સુબોધ સુણાવવાને,
પ્રશ્ન 'સંતશિષ્યે' પુછાવ્યો ? કોણ તું. ૮

---

પદ ૭૪ રાગ ભૈરવ. મારઠી ચાલની સાખી.

પોતાના જીવનને માટે, ભોગ ઘણાનો લીધો;
અનેકના જીવનના માટે, લેશ ભોગ નથી દીધો;

કીધો કેર ઘણો....પ્યાલો ઝેર તણો પીધો. ૧
અઘોર પાપો નિત્ય છુપાવી, પ્રગટ પુણ્યને કરિયાં,
અંદર ઝેર હળાહળ ઠાંસી, ઉપર અમૃત ભરિયાં;
ઝરિયાં ઝેરોને....હિત અનેકનાં હરિયાં. ૨
નિજની નિંદા ગમે ન નિજને, પરનિંદા નિત્ય કીધી,
પોતાને પીડા ન ગમે પણ પરને પીડા દીધી;
સીધી વાત છતાં....જરા લક્ષ નહિ લીધી. ૩
દુઃખના બીજક વાવી નિશદિન સુખની આશ કરી છે,
પાપ કરી કરી પુણ્ય ફળોની, ઈચ્છા નાથ! ધરી છે;
ફરી ફરી અરજ કરે....આ 'સંતનો શિષ્ય' હરિ! ૪

---

પદ ૭૫ રાગ—દેશની ઢબ.

થઈ ગઈ હંસની આ શી ગતિ રે.
પામ્યો કુસંગે આ પરિણામ:
ભૂલ્યો નિજ સ્વરૂપનું બધું ભાનઃ થઈ૦ ટેક.
અનંત બળ જેના અંગમાંરે,
આજે નિર્બળતમ નિરખાય. થઈ૦
અનંત લક્ષ્મીનો અધિપતિ રે,
કેવો ભિખારી હાલે ભટકાય. થઈ૦
રવિથી અધિક રળિયામણો રે,
અંધ થઈ અહોનિશ અથડાય. થઈ૦

અજર અમર અવિનાશી છતાં રે,
ક્ષણુ ક્ષણુ વિણુમોતે કેમ મરાય? થઇ૦
સહજાનંદ સ્વભાવનોરે,
આજે પામર થઇને પીડાય. થઇ૦
અમૃત ઉદધિ અળગો રહ્યો રે,
આજે ગોબરમાં ગોથા ખાય. થઇ૦
ભ્રાંતિથી ભૂલ્યો નિજ રૂપનેરે,
કયારે 'સંતશિષ્ય' એ સમજાય. થઇ૦

---

પદ ૭૬ રાગ–કાનુડો ન જાણે મારી પ્રીત–એ ઢબ.

હંસને કર્યો છે હેરાન, મનવે મૂરખ થઈને રે
હંસને કર્યો છે હેરાન. ટેક.
મોતીનો ચારો ચરવો મૂકી દઈને રે,
ચૂંથવા ગમે છે હાડચામ,
નક્કી પ્રભુ! નિર્લજ્જ થઈને રે,
હંસને કર્યો છે હેરાન. હંસને–૧
દુધલડાનો દરિયો તજીને રે,
ગોબરમાં બન્યો છે ગુલામ. નક્કી પ્રભુ૦ હંસને–૨
ઉજ્જવલ રંગે અંગે સદા ઓળખાતો રે,
શોભાને મટાડી થયો શ્યામ. નક્કી પ્રભુ૦ હંસને–૩
અમૃત ફળનાં મોટાં ઉદ્યાન મેલી રે,
લીધો વિષવૃક્ષમાં વિરામ. નક્કી પ્રભુ૦ હંસને–૪

'સંતનો શિષ્ય' કહે સમજ્યા છતાં પણ,
કુડાં હજી તજતો નથી કામ. નક્કી પ્રભુ૦હંસને–૫

---

### પદ ૭૭ ભજન.

માનસરના મોતી રે ચૂગે નિત્ય હંસલા રે જી.
કરે નહિ અન્યનો કદીયે આહાર;
લંઘનને વેઠીરે, પિંડ પોતે પાડતાંરેજી,
હંસલાના જેવા અમારા હવાલ. માન૦ ૧
લક્ષ એક રાખી રે ડોલે નટ દોરડેરેજી,
સુરતા એની બીજે નહિ બદલાય;
ચૂકયે જીવ જાયેરે, મોજું એને મળે નહિરેજી,
એમ મારું લક્ષ લાગ્યું તુજ માંય. માન૦ ૨
જ્યોતિ તણી સાથે રે જીવન જેના જામીઆરેજી,
એ તો એમાં આપે છે અંગનો રે હોમ;
અગ્નિ વિણુ અંધારારે, એને અળખામણારેજી,
પતંગના જેવી અમારી છે કોમ. માન૦ ૩
પાણી વિણુ મછીયાં રે કહેને જીવે કેમ કરીરેજી,
જીવન છે જેહના જળનિધિમાંય;
ક્ષણુ એક વિછુહારે એનાં ન વેઠી શકેરેજી,
એમ મારો જીવ તું જળ વિણુ જાય. માન૦ ૪
વારે વારે વહાલારે વિભુ તુને વિનવુંરેજી,
અજાણ્યો તું આ ઉરનો નથી રે લગાર;

દયાનિધિ ! આવી રે દરશન દીજીએરેજી,
વિભુ ! હવે રખે લગાડે તું વાર. માન૦ ૫

---

પદ ૭૮ રાગ કેદાર તીનતાલ.

મો સમ કૌન કુટિલ ખલ કામી,
જિન તનુ દિયો તાહિ બિસરાયો, ઐસો નિમકહરામી.
ભરિ ભરિ ઉદર વિષયકો ધાવેં, જૈસે સૂકર ગ્રામી.
હરિજન છાંડ હરિ વિમુખનકી, નિશદિન કરત ગુલામી.
પાપી કૌન બડા હૈ મોંસે, સબ પતિતનમેં નામી.
'સૂર' પતિત કો ઠૌર કહાં હૈ, સુનિયે શ્રીપતિ સ્વામી.

---

પદ ૭૯ રાગ-કાનડો. ઢબ આવરદા વ્યર્થ વિતાવી.
કેમ અંતર જ્ઞાન ન આવે (૨)
રખડાવી મારે છે રંડા, ભ્રમણા રચી ભુલાવે. કેમ. ટેક.
મૃગમદ માટે મૃગની આશા, મરણ વિનાજ મરાવે;
એજ મનોરથ માનવ મૃગ આ, ફોગટ તને ફસાવે. કેમ. ૧
લજવે છે લાલચમાં લોંડી, એ લાળા ચવરાવે;
કૂડ કપટના કામ કરાવી, કષ્ટ વિષે કવરાવે. કેમ. ૨
પયના સાટે પ્રેમથકી, અણુ પીવાનું પિવરાવે;
ખાજા તાજા તજવી ખાંતે, ખડ તુજને ખવરાવે. કેમ. ૩
એજ નશામાં નિશદિન તારી, દાસી તને દબાવે;
રાજા છો પણ એહ રાક્ષસી, રાંકની જેમ રિબાવે કેમ. ૪

આશા વ્યંતરી વળગી અંતરે, નટની જેમ નચાવે;
તૃષ્ણા નટી આ કરી તમાશા, માયા ખેલ મચાવે. કેમ. ૫
નકટી સાથે બની નમાલો, સોના સાઠ કરાવે;
યાદ રાખજે ઉત્તમ અવસર, ફરી ફરી નહિ આવે. કેમ. ૬
અનંત ભવથી ઇંદ્રજાળ એ, આશાની અથડાવે;
'સંતશિષ્ય' કહે સદ્ગુરુવર વિણ, સત્ય કોણુ સમજાવે. કેમ.

પદ ૮૦ રાગ વાઘેશ્રી.

અરે જીવ ! કાં અવળાઈ કરે, હાથથી શા માટે હિત હરે. ટેક
અમૃતને ઉદધિ થઇને આ, ઝેર રૂપે કેમ ઝરે;
નયન ખોલ નિરખીશ સુખસાગર ઠાલો કાં થરથરે. અરે.
માત્ર અવિદ્યાની અંધીથી, તું દિલમાં નિત્ય ડરે;
અંતરની સમજણને અભાવે, ભયને તુજમાં ભરે. અરે.
તારી કરેલી ખોટી કલ્પના, પ્રબળ પિશાચની પરે;
ભ્રાંતિરૂપ ભૂતાવળ નિશદિન, તારી પાછળ ફરે. અરે.
પળપળમાં દુઃખકારક દશ્યો, અંતરમાં ઉતરે;
'સંતશિષ્ય' ખાલી શા માટે, વિણ મોતે તું મરે. અરે.

પદ ૮૧ રાગ બિલાવર; આશા

ઈત ઉત ઢુંઢત કાલ ગંવાયા,
પત્તા ઘરકા કભી ન પાયા. ટેક. ઈત૦
તારક કહકે તરની બિઠાયા,
દુઃખદરિયા કે બીચમેં ડુબાયા. ઈત૦

ભેદુ હૈ યોં કહકે ભુલાયા,
ઉનકે ફંદે મેં હી ફસાયા. ઈત૦
ઠાઠ સમઝ વહાં ખૂબ ઠગાયા,
સત્ય કભી મુઝકો ન સુનાયા. ઈત૦
અમૃતરસ વિષમેં હી બતાયા,
લેકર ખોજ કિયા બિન ખાયા. ઈત૦
પહિલે સંત મહંત દિખાયા,
ફિર મુઝકો ઝગડેમેં ઝુકાયા. ઈત૦
સ્વારથમેં કછુ નાહિ સમુઝાયા,
આખિર મૈં પરિતાપકો પાયા. ઈત૦
'સંતશિષ્ય' જબ સદ્ગુરુ પાયા,
તબ અનુભવ અંતર યહી આયા. ઈત૦

---

પદ ૮૨ રાગ. બિલાવર; આશાવરી

સોવત સોવત રૈન ગઁવાઈ,
નરભવકી કછુ શુદ્ધિ ન પાઈ ટેક.
સ્વપન સમાન સભી વ્યવહારોં,
ઉસ ઝગડે બિચ ઝૂક મચાઈ. સોવત૦
પીયા જહરી મોહમદિરા,
ઝુઠકા સાંચ દિયા સમુઝાઈ. સોવત૦
સમઝ બિના સુખકે સબી સાધન,
અતિ દારુણ ભયે દુખદાઈ. સોવત૦

પાયે સમયકો નહિ પહિચાના,
ગાફિલ નિશદિન ગોદ બિછાઈ. સોવત૦
ઘોલ–ઘોલ વિષ ઘટમેં ડાલત,
અમૃતકો દેતે છટુવાઈ. સોવત૦
'સંતશિષ્ય' જાગો જન તબ લગિ,
જબલગ દીપ ન જાત બુઝાઈ. સોવત૦

---

પદ ૮૩ રાગ. બિલાવર, આશા.

ભૂલ જરા જબરું દુઃખ દે છે, અનુભવીઓ બધા એમજ કે'છે.
એક વચન અવળું વદવાથી, ખૂબ હૃદયમાં પછી ખટકે છે.
એક ક્રિયા અઘટિત કરવાથી, ભવઅટવીમાં તે ભટકે છે.
લેશ ઉપરથી પગ લટકે તો, ભૂતળ પર લાવી પટકે છે.
એક અનલનો તીક્ષ્ણ તણખો, ભુવન ઘણાંને ભસ્મ કરે છે.
લેશ કલેશ વધીને આખર, ઝેર પછી બહુ કાળ ઝરે છે.
કાર્ય બધાં ભારે કે હળવાં, બેદરકાર થતાં બગડે છે.
પસ્તાયે છે પાર વગરનાં, વિકલ થઈને જે વરતે છે.
અલ્પ ભૂલ આરોગ્ય બગાડે, પ્રબળ દરદ વપુમાં પ્રગટે છે.
'સંતશિષ્ય' સમજુ સમજે છે, ભૂલ્યા તે ભવમાંહે ભમે છે.

---

પદ ૮૪ રાગ. બિલાવર અથવા આશા.

અવર તજીને ભજ અવિનાશી, શા માટે તું ધરે છે ઉદાસી.
મૃગજળમાંહે મુગ્ધ બનીને, ફોગટનો લટકે કાં ફાંસી.

આત્મરવિ અંતરપટ પાછળ,પ્રગટી રહ્યો છે પૂરણ પ્રકાશી.
ફાંફાં કાં તું ફોગટ મારે, વૈભવ આ છે સકળ વિનાશી.
ભયના કારણ છે તુજ ભેળાં,તજી દે તેને રહ્યો શું વિમાસી.
'સંતશિષ્ય'સમજી જા શાણા,પરમામૃતપદનો થા પ્યાસી.

---

પદ ૮૫ રાગ લાવણી

જિનકી આસ ધરી ઢૂંઢત હૈ, પાઁવ પાઁવ ધરતે પ્યારે,
પડા પિંડમેં ફના ફિરત હો, નિજસે રંચ ન હૈ ન્યારે. ૧
નહિ હૈં ગિરિ કંદર કોતરપે, નહિ બાગ બગીચોં બનમેં,
નહિ હૈં નગર મગર મંદિરમેં, તપાસ કર તૂ હૈ તનમેં. ૨
વિષ-રસ બિચમેં રક્ત ભયા તૂ,સમરસ બિચ સમાયા ના
શુદ્ધ રૂપસે બુદ્ધ ભયા ના, ગંદૂ કેફ ગઁવાયા ના. ૩
જબલગ મૈલ રહા ઘટ અંતર, સદ્ગુરુ ભેદ બતાયા ના,
પાવે નહિં તબ પરમ જ્ઞાન જબ,અંતર ધ્યાન લગાયાના.૪
ભેદઅભેદ સંબંધ ભયા સો ભેદ ભર્મ કા પાવેગા,
ભેદત ભેદ અભેદ વેદતે, અંતરઘટ વહ આવેગા. ૫
જેહી ઠિકાના લગત ભયંકર, સો નિર્ભય મન લાવેગા,
નિર્ભય સ્થલ જબ લગે ભયંકર,તબ નિર્ભય પદ પાવેગા.૬
ખેલ નહિ હૈ ખચિત સમઝના, ખેલ નહિ હૈ છોરેકા,
'સંતશિષ્ય' કહે સમઝ વિના,યહ સભી કામ શિરફોરીકા.૭

---

પદ ૮૬ રાગ કાનડો. ઢબ આવરદા વ્યર્થ વિતાવી.
ગુણી એવા સંત ગમે છે (૨)

પરમારથના પરમ ક્ષેત્રમાં, નિત્ય મન ભ્રમર ભમે છે. ટેક
રાતદિવસ રસ સાથે જેના, અંતર રામ રામે છે;
મનભુજંગ ને પાંચ ઈંદ્રિયો,દુઃખ વિણુનિત્ય દમે છે.ગુણી.
સાધન સમજીને સંયમનું, સાદા જમણુ જમે છે;
વૈભવ સમજી વિનાશ વાળા, વિષય વિકાર વમે છે. ગુણી.
નિર્વિષયી નિસ્પૃહી નિરંતર, નમ્ર દશાથી નમે છે;
શમ દમ ઉપરતિ અને તિતિક્ષા,વિરાગમાં વિરમે છે.ગુણી.
સુખદુઃખ સરખા ગણી, પરિસહ ખાંતે નિત્ય ખમે છે;
'સંતશિષ્ય' એ સુખદ સર્વને,સમરસમાહીંશમે છે.ગુણી.

---

પદ ૮૭ રાગ–પીલુ; આશા.

આતમ દરશન વિરલા પાવે,
દિવ્યપ્રેમ વિરલા પ્રગટાવે. ટેક.
એ મારગ સમજે જન વિરલા,
વિરલાને એમાં રસ આવે. આતમ૦
સદ્ગુરુ સંગ કરે કોઈ વિરલા,
અમૃતફલ કોઈ વિરલા ખાવે. આતમ૦
અંતરમાં જાગે જન વિરલા,
કર્મદળોને વિરલા હટાવે. આતમ૦
તજવાનું ત્યાગે કોઈ વિરલા,
જ્ઞાનનદીમાં વિરલા નહાવે. આતમ૦
આતમ રમણુ રમે કોઈ વિરલા,
અમર બુદ્ધી વિરલા અજમાવે. આતમ૦

સમજે આત્મસમા સહુ વિરલા,
ધ્યાન પ્રભુનું વિરલા ધ્યાવે. આતમ૦
અર્પી દે પ્રભુ અર્થે વિરલા,
'સંતશિષ્ય' વિરલા સમજાવે. આતમ૦

---

પદ ૮૮ રાગ—આવો મારા નટવર નાનડિયા.

પ્રભુ હવે બાંહ્ય ગ્રહો મારી,
હવે તો હું છેક ગયો હારી. પ્રભુ. ટેક.
તુંને છોડી માયામાં રમિયો,
સમજણ વિણ ભ્રમિત થઈ ભમિયો;
મારી ભૂલે ખુબ દુઃખો ખમિયો. પ્રભુ. ૧
જિનવર તુંને કહિયે નવ જાણ્યા,
અરિઓને મેં આમંત્રી આણ્યા;
માલિક થઈ મુજ ઘરમાં માણ્યા. પ્રભુ. ૨
સમજ્યો પણ નહિ સમજ્યા જેવું,
એથી મારે અખૂટ વધ્યું દેવું;
સવળું કરતાં અવળું થયું એવું. પ્રભુ. ૩
મારા દોષો કહેતાં મરું લાજી,
રહ્યો સદા ગર્વ વિષે ગાજી;
પાખંડોમાં પૂરણ રહ્યો પાજી. પ્રભુ. ૪
પતિતને પાવન કરનારા,
અહોનિશ અમૃત ઝરનારા;
તિમિર 'સંતશિષ્ય'ના હરનારા. પ્રભુ. ૫

પદ ૮૯ રાગ ધનાશ્રી.

જીવ તું જડ મૂર્ખ થા મા, ખોટ ભ્રાંતિએ તું ખા મા. ટેક.
આ મિત્ર આ અમિત્ર શાથી ? ઉચ્ચ તું તે નીચ ક્યાંથી ?
વેર ઝેર વિષે વણા મા, જીવ તું જડ મૂર્ખ થા મા. ૧
સર્વથી સંબંધ કીધા, લ્હાવા સર્વ સાથ લીધા;
તૃષ્ણાના પૂરે તણા મા. જીવ તું....૨
સર્વ છે સમાન તારા, બાહ્યથી જણાય ન્યારા;
ભેદની જાળે ભરા મા. જીવ તું....૩
તાહરું સ્વરૂપ કેવું, અંતરે વિચાર એવું,
માયામાં ખાલી મરા મા. જીવ તું...૪
આદર વિચાર આવા, સર્વને મિત્રો બનાવા;
આળસ ન કરીશ આમાં. જીવ તું....૫
તું તારો તો સર્વ તારાં, તું સારો તો સર્વ સારાં,
હલકાઈ કરી હણા મા. જીવ તું....૬
'સંતશિષ્ય' સુજ્ઞ થાજે, ગાન પ્રભુજીનાં ગાજે,
માણ તું સદા મજામાં. જીવ તું....૭

---

પદ ૯૦ રાગ–ભૈરવી ઢબ–યે સંત કૌન કહેંગે.

અક્કલસે રે કૌન યે સંત કહેંગે, મૂર્ખ ન મર્મ ગહેંગે રે.
પરમારથ પ્રતિબોધ કે અપને, સ્વારથમેં હિ ફસાવે,
કહત એક અરુ કરત ઔર શઠ, ભોલેકો ભરમાવે રે.
નગદ માલ કછુ નાહી બતાવે, ઉધાર કહકે ઉડાવે;
સંત સમજકે શરણ લિયા અરુ, ભવરણ મેં હી રૂલાવેરે.

સાથી બનાયા સંત સમઝકર, મારગ બિચ મરાવે;
કીના ગુરુ કછુ જ્ઞાન ન દીના, ઝગડે મેં હી ઝુકાવે રે.
વ્યાધિ બઢાવે બહુત દવાસે, ઉસ વૈદ્યકો કૌન બુલાવે;
તારક સુનકર તરણી બૈઠે, દરિયા બિચ ડુબાવે રે.
બિના સંત અવનિમેં ભાઈ, અમીરસ કૌન પીલાવે;
'સંતશિષ્ય' જિસકા તમ છૂટા, વોહી જ્યોત જગાવેરે.

---

પદ ૯૧ કરમ પરીક્ષા કરણ કુંવર ચાલ્યો રે—એ દેશી.

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઔર ન ચાહું રે કંત;
રીઝયો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત.
પ્રીત-સગાઈ રે જગમાં સહુ કરે રે, પ્રીત-સગાઈ ન કોઈ;
પ્રીત-સગાઈ રે નિરૂપાધિક કહીરે, સોપાધિક ધન ખોય.
કોઈ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરે રે, મિલશું કંતને ધાય;
એ મેળો નવિ કદીયે સંભવે રે, મેળો ઠામ ન ઠાય.
કોઈ પતિરંજન અતિસેં તપ કરે રે, પતિરંજન તન તાપ;
એ પતિરંજનમેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુ મીલાય.
કોઈ કહે લીલા રે લખને અલખતણી રે, લખપુરે મન આશ;
દોષ રહિતને રે લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ.
ચિત્ત-પ્રસન્ને રે પૂજનફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઈ આતમ અર્પીએ રે, 'આનંદઘન' પદ તેહ.

---

પદ ૯૨ ઢબ—મારું મન મોહ્યું શ્રી વિમલાચલે રે.

પંથડો નિહાળું રે બીજા જિન તણો રે, અજિત અજિત ગુણધામ;

તેં જે જિત્યારે તેણે હું જિતીઓ રે, પુરુષ કીશ્યું મુજ નામ ?
ચર્મનયનથી મારગ જોવતાં રે, ભૂલ્યો સકલ સંસાર;
જે નયને કરી મારગ જોઈયે રે, નયન તે દિવ્ય વિચાર.
પરંપરાયે જગ જોતો ફરે રે, અંધો અંધ પલાય;
વસ્તુ વિચારેરે જો આગમે કરી રે, ચરણ ધરણ નહિ ઠાય.
તર્ક વિચારેરે વાદપરંપરા રે, પાર ન પહોંચે કોય;
અભિમતે વસ્તુ વસ્તુગતે કહે રે, તે વિરલા જગ જોય.
વસ્તુ વિચારેરે દિવ્યનયનતણોરે, વિરહ પડયો નિરધાર;
તરતમ જોગે રે તરતમ વાસનારે, વાસિત બોધ આધાર.
કાલલબ્ધિ લહી પંથ નિહાળસું રે, એ આશા અવિલંબ;
એ જન જીવેરે જિનજી જાણજોરે, 'આનંદઘન' મત અંબ.

---

પદ ૯૩ રાગ ભૈરવ

અજિત જિનંદ દેવ, થિરચિત્ત ધ્યાઇએ.
થિરચિત્ત ધ્યાઇએ–પરમ સુખ પાઇએ. અજિત. ટેક.
અતિ નીકો ભાવજલ, વિગત મમત મલ;
ઐસો જ્ઞાનસરથી સુજલ ભર લાઈએ. અજિત. ૧
કેસર સુમતિ ઘોળી, ભરી ભાવના કચોરી;
કરમન ભોરી અંગ–અંગિયા રચાઈએ. અજિત. ૨
અભય અખંડ કયારી, સીંચકે વિવેક વારી;
સહજ સુભાવમેં, સુમન નિપજાઇએ. અજિત. ૩
ધ્યાન ધૂપ જ્ઞાન–દીપ, કરી અષ્ટ કર્મ ઝીપ;
દુવિધ સરૂપ તપ, નૈવેદ્ય ચડાઈએ. અજિત. ૪

લીજિયેં અમલ દલ, ઢોઈએં સરસ ફળ;
અક્ષત અખંડબોધ સ્વસ્તિક લખાઈએ. અજિત. ૫
અનુભવ ભોર ભયો, મિથ્યા મત દૂર ગયો;
કરી જિન સેવ ઈમ, ગુણ પુનિ ગાઈએ. અજિત. ૬
ઇણ વિધ ભાવસેવ, કીજીએ સુનિત્યમેવ;
'ચિદાનંદ' પ્યારે ઈમ, શિવપુરી પાઈએ. અજિત. ૭

પદ ૯૪ મન મધુકર મોહી રહ્યો—એ દેશી.

સંભવ જિનવર વિનતી, અવધારો ગુણ ગ્યાતારે;
ખામી નહિં મુજ ખિજમતે, કદીય હોશો ફલદાતારે. સં૦
કરજોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાનોરે;
જો મનમાં આણો નહિ, તો શું કહીએ છાનોરે સંભવ.
ખોટ ખજાને કો નહિ, દીજે વંછિત દાનોરે;
કરુણા નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનોરે. સંભવ. ૩
કાલલબ્ધિ ને મતિ ગણો, ભાવલબ્ધિ તુમ હાથેરે;
લડથડતું બચ્ચુ ગજ તણું, ગાજે ગયવર સાથેરે. સંભવ.૪
દેશો તો તુમહી ભલું, બીજાને તો નવી જાચુંરે;
'વાચક યશ' કહે સાંઇશું, ફળશે એ મુઝ સાચું રે. સંભવ.

પદ ૯૫ રાગ—ધનાશ્રી—ઢળ—આજ નિહેજોરે દીસે.

અભિનંદન જિન ! દરિસણ તરસીયે, દરિસણ દુર્લભદેવ;
મતમત ભેદેરે જો જઈ પૂછીએ,
સહુ થાપે અહમેવ. અભિનદન૦

સામાન્યે કરી દરિસણ દોહેલું, નિર્ણય સકલ વિશેષ;
મદમેં ઘેર્યોરે અંધો કેમ કરે,
રવિ શશિ રૂપ વિલેખ. અભિનંદન૦
હેતુ વિવાદે હો ચિત્તધરી જોઇએ, અતિ દુર્ગમ નયવાદ;
આગમ વાદે હો ગુરુગમ કો નહી,
એ સબલો વિખવાદ. અભિનંદન૦
ઘાતી ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિસણ જગનાથ;
ધિઠાઈ કરી મારગ સંચરું,
સગું કોઈ ન સાથ. અભિનંદન૦
દરિસણ દરિસણ રટતો જો ફરું, તો રણ રોઝ સમાન;
જેહને પિપાસા હો અમૃતપાનની,
કિમ ભાંજે વિષપાન. અભિનંદન૦
તરસ ન આવે હો મરણજીવન તણો,સીઝેજોદરિસણકાજ;
દરિસણ દુર્લભ સુલભ કૃપા થકી,
'આનંદઘન' મહારાજ. અભિનંદન૦

---

પદ ૯૬ ઝાંઝરીયા મુનિવરની દેશી.

સુમતિનાથ ગુણસું મિલીજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલ બિંદુ જેમ વિસ્તરેજી, જલ માંહી ભલી રીતિ.
સોભાગી જિનસું લાગ્યો અવિહડ રંગ.
સજ્જનસું જે પ્રીતડીજી, છાની તે ન રખાય;
પરિમલ કસ્તુરી તણોજી, મહી માંહે મહકાય. સો૦

આંગલિએ ઢંકાય ન મેરૂ, છાબડિયે રવિ તેજ;
અંજલિમાંજિમગંગ ન માંયે,મુજમન તિમ પ્રભુ હેજ. સો૦
હુઓ છિપે નહિ અધર અરૂણુ જિમ, ખાતા પાન સુરંગ;
પીવત ભર ભરપ્રભુગુણુપ્યાલા,તિમ મુજ પ્રેમ અભંગ.સો૦
ઢાંકી ઈક્ષુ પલાલસુંજી, ન રહે લહિ વિસ્તાર;
'વાચકયશ' કહે પ્રભુ તણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર. સો૦

---

પદ ૯૭ રાગ–સારંગ તથા મલ્હાર. લલના દેશી.

શ્રી સુપાસજિન વંદિયે, સુખ સંપત્તિને હેતુ લલના.
શાંત સુધારસ જલનિધિ,ભવસાગર માંહે સેતુ લલના. શ્રી.
સાત મહાભય ટાલતો, સપ્તમ જિનવર દેવ. લલના.
સાવધાન મનસા કરી, ધારો જિનપદ સેવ. લ૦ શ્રી. ૨
શિવશંકર જગદીશ્વરૂ, ચિદાનંદ ભગવાન. લલના.
જિન અરિહા તિર્થંકરૂં,જ્યોતિ સ્વરુપઅસમાન લ૦શ્રી.૩
અલખ નિરંજન વચ્છલૂ, સકલ જંતુ વિસરામ. લલના.
અભયદાન દાતા સદા, પૂરણુ આતમરામ. લ૦ શ્રી. ૪
વીતરાગમદકલ્પના, રતિ અરતિ ભય શોગ. લલના૦
નિંદ્રા તંદ્રા દુરિતદશા, રહિત અબાધિત યોગ.લ૦ શ્રી.૫
પરમ પુરુષ પરમાતમા, પરમેશ્વર પરધાન. લલના.
પરમ પદારથ પરમેષ્ઠી પરમદેવ પરમજ્ઞાન. લ૦ શ્રી. ૬
વિધિ વિરંચિ વિશ્વંભરૂ, ઋષિકેશ જગનાથ. લલના.
અઘહર અઘમોચન ધણી,મુક્તિ પરમપદ સાથ. લ૦શ્રી.૭

એમ અનેક અભિધાનથી, અનુભવ ગમ્ય વિચાર લ૦
જેહ જાણે તેહને કરે, 'આનંદઘન' અવતાર. લ૦ શ્રી. ૮

---

પદ ૯૮ દાસ અરદાસ શી પેરે કરેજી. એ દેશી

વિમલ જિન વિમલતા તાહરીજી, અવર બીજે ન કહાય;
લઘુ નદી જિમ તિમ લંઘીયેજી, સ્વયંભૂ રમણ ન તરાય. ૧
સકલ પૃથ્વી ગિરિ જલ તરૂજી, કોઈ તોલે એક હથ્થ;
તેહ પણ તુજ ગુણગણ ભણીજી, ભાખવા નહીં સમરથ. ૨
સર્વ પુદ્‌ગળ નભધર્મનાજી, તેમ અધર્મ પ્રદેશ,
તસ ગુણ ધર્મ પર્જવ સહુજી, તુજ ગુણ એક તણો લેશ. ૩
તાહરા શુદ્ધ સ્વભાવનેજી, આદરે ધરી બહુમાન,
તેહને તેહીજ નીપજેજી, એ કોઇ અદ્‌ભુત તાન. ૪
તુમ પ્રભુ તુમ તારક વિભુજી, તુમ સમો અવર ન કોય;
તુમ દરિસણ થકી હું તર્યોજી, શુદ્ધ અવલંબન હોય. ૫
પ્રભુ તણી વિમલતા ઓળખીજી, જે કરે થિર મન સેવ;
'દેવચંદ્ર' પદ તે લહેજી, વિમલ આનંદ સ્વયમેવ. ૬

પદ ૯૯ રાગ—પ્રભાતિ.

ધાર તરવારની સોહલી દોહલી,
ચઉદમાં જિન તણી ચરણ સેવા;
ધાર પર નાચતા દેખ બાજીગરા,
સેવના ધાર પર રહે ન દેવા. ધાર. ૧
એક કહે સેવિયે વિવિધ કિરિયા કરી,
ફલ અનેકાંત લોચન ન દેખે;

ફૂલ અનેકાંત કિરિયા કરી બાપડા,
રડવડે ચાર ગતિમાંહે લેખે. ધાર. ૨
ગચ્છના ભેદ બહુ નયણ નીહાળતા,
તત્ત્વની વાત કરતાં ન લાજે;
ઉદર ભરણાદિ નિજ કાજ કરતાં થકાં,
મોહ નડિયા કલિકાલરાજે. ધાર. ૩
વચન નિરપેક્ષ વ્યવહાર જુઠો કહ્યો,
વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસારફલ,
સાંભળી આદરી કાંઈ રાચો. ધાર. ૪
દેવગુરુધર્મની શુદ્ધિ કહો કેમ રહે,
કેમ રહે શુદ્ધ શ્રદ્ધાન આણો;
શુદ્ધ શ્રદ્ધાન વિણ સર્વ કિરિયા કરી,
છાર પર લીંપણું તેહ જાણો. ધાર. ૫
પાપ નહિ કોઈ ઉત્સૂત્ર ભાષણ જિશ્યો,
ધર્મ નહિ કોઈ જગસૂત્ર સરિખો;
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે,
તેહનું શુદ્ધ ચારિત્ર પરિખો. ધાર. ૬
એહ ઉપદેશનો સાર સંક્ષેપથી,
જેહ નર ચિત્તમેં નિત્ય ધ્યાવે;
તેહ નર દિવ્ય બહુ કાલ સુખ અનુભવી,
નિત્ય 'આનંદઘન' રાજ પાવે. ધાર. ૭

---

પદ ૧૦૦ રાગ—ગોડી ઢબ રસિયાની.

ધર્મજિનેશ્વર ગાઉં હો રંગસું,ભંગ મ પડશોહોપ્રીત જિને૦
બીજો મનમંદિર આણું નહિ,એ અમ કુળવટ રીત.જિ૦૧
ધરમ ધરમ કરતો જગસહુ ફિરે, જાણે ન ધર્મનો મર્મજિ૦
ધર્મ જિનેશ્વર ચરણ ગ્રહ્યા પછી,કોઈ ન બાંધે હો કર્મ.જિ૦
પ્રવચન અંજન જો સદ્ગુરુ કરે, દેખે પરમ નિધાન જિ૦
હૃદયનયનથી નિહાળે જગધણી,મહિમા મેરુસમાન.જિ૦
દોડત દોડત દોડત દોડીઓ, જેતી મનની દોડ જિ૦
પ્રેમ પ્રતીત વિચારો ઢૂકડી, ગુરુગમ લેજો જોડ. જિ૦
એક પખી કેમ પ્રીતિ પરવડે,ઉભય મિલ્યા હુએ સંધ જિ૦
હું રાગી હું મોહે ફંદિયો, તુમે નિરાગી નિરબંધ. જિ૦
પરમનિધાન પ્રગટ મુખઆગળે,જગત ઉલંઘી જાય જિ૦
જ્યોતિવિનારે જુઓ જગદીશજી, અંધોઅંધપીલાય જિ૦
નિર્મળ ગુણમણિ રોહણ ભૂધરા,મુનિજન માનસહંસ જિ૦
ધન તે નગરી ધન વેળા ઘડી, માતપિતા કુળવંશ.જિ૦
મન મધુકર વર કર જોડી કહે, પદકજ નિકટ નિવાસ જિ૦
ઘન નામી 'આનંદઘન' સાંભળો, એ સેવક અરદાસ.જિ૦

---

પદ ૧૦૧ સાહેલડિયાં. એ દેશી.

શાંતિજિનેશ્વરથી કરો સાહેલડિયાં;
ચોલ મજીઠનો રંગ રે ગુણવેલડિયાં.
સાચો રંગ તે ધર્મનો સા૦ બીજો રંગ પતંગ રે ગુણ૦

ધર્મ રંગ જીરણુ નહિ સા૦ દેહ તે જીરણુ થાય રે ગુ૦
સોનું તે વિણુસે નહિં સા૦(એનો)ઘાટ ઘડામણુ જાય રે ગુ૦
ત્રાંબુ જે રસ વેધિયું સા૦તે (તો) હોયે સાચું હેમ રે ગુ૦
ફરિ ત્રાંબુ તે નવિ હુએ સા૦ એવો જગગુરુ પ્રેમ રે ગુ૦
ઉત્તમ ગુણ અનુરાગથી સા૦ લહીએ ઉત્તમ ઠામ રે ગુ૦
ઉત્તમ નિજ મહિમા વધે સા૦ દીપે ઉત્તમ ધામ રે ગુ૦
ઉદકબિંદુ સાગરભલ્યોસા૦ જિમહોયેઅક્ષયઅભંગરે ગુ૦
'વાચકયશ' કહેપ્રભુગુણેસા૦તિમ મુજ પ્રેમ પ્રસંગરે. ગુ૦

---

પદ ૧૦૨ નિંદરડી વેરણ હોઈ રહી—એ દેશી

પાર્શ્વ પ્રભુસું પ્રીતડી,
મુજને ન ગમે હો બીજાનો સંગ કે—
માલતીફૂલે મોહીઓ,
કિમ બેસે હો બાવળતરુ ભૃંગ કે. પાર્શ્વ૦
ગંગાજલમાં જે રમ્યાં,
કિમ છિલ્લર હો રતિ પામે મરાલ કે—
સરોવર જલધર જલવિના,
નવિ ચાહે હો જગ ચાતકબાલ કે. પાર્શ્વ૦
કોકિલ કલ કૂજિત કરે,
પામી મંજરી હો પંજરી સહકાર કે—
ઓછાં તરુવર નવિ ગમે,
ગિરુઆસું હો હોયે ગુણનો પ્યાર કે. પાર્શ્વ૦
કમલિની દિનકર કર ગ્રહે,
વળી કુમુદિની હો ધરે ચંદસું પ્રીત કે—

ગોરી ગિરીશ ગિરિધર વિના,
નવિ ચાહે હો કમલા નિજ ચિત્ત કે. પાર્શ્વ૦
તિમ પ્રભુસું મુજ મન રમ્યું,
બીજાસું હો નવિ આવે દાય કે–
શ્રીનયવિજય વિબુધતણો,
'વાચકજસ' હો નિત નિત ગુણ ગાય કે. પાર્શ્વ૦

---

પદ ૧૦૩ રાગ–ધનાશ્રી.

ગિરુઆ રે ગુણ તુમ તણા, શ્રીવર્ધમાન જિનરાયા રે;
સુણતા શ્રવણે અમી ઝરે, મારી નિર્મળ થાયે કાયા રે. ગિ૦
તુમ ગુણગણ ગંગાજળે, હું ઝીલીને નિર્મળ થાઉં રે;
અવર ન ધંધો આદરું, નિશદિન તોરા ગુણ ગાઉં રે. ગિ૦
ઝીલ્યા જે ગંગાજળે, તે છિલ્લર જળ નવ પેસે રે;
માલતી ફૂલે મોહિયા, તે બાવળ જઈ નવ બેસે રે. ગિ૦
ઇમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યાને વળી માચ્યા રે;
તે કેમ પરસુર આદરે, જે માયાને વશ માચ્યા રે. ગિ૦
તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે;
'વાચકજસ' કહે માહરો, તું જીવન જીવ આધારો રે. ગિ૦

---

પદ ૧૦૪ ઢબ–શ્રી જિન મુજને પાર ઉતારો.

મહાવીર અમને પાર ઉતારો, અમને સેવક તરીકે સ્વીકારો;
અમિતપણે ભટક્યો ભવભવમાં, આવ્યો ન દુઃખનો આરો.

મોહનીકર્મ મુંઝાવી મુંઝાવી,વ્યાધિનો કરે છે વધારો.મ०
સત્યાસત્ય નથી સમજાતું, માયા કરે છે મુંઝારો;
ભક્તવત્સલ તમે ભવદુઃખભંજન,આશ્રિતજાણી ઉગારો.મ०
દુરિત અનેકથી દગ્ધ થયેલા, સાહેબ અમને સુધારો;
દોષ તરફ દૃષ્ટિ નવ કરશો, એ અરજી અવધારો. મ०
અધમ ઉદ્ધારક તારક જિનવર, વિપત્તિ અમારી વિદારો;
શુદ્ધ સ્વરૂપી સહજાનંદી, નાથ ન કરશો ન્યારો. મ०
જેવા તેવા તોય તમારા, વિભુ અમને ના વિસારો;
'સંતશિષ્ય'ના મનમંદિરમાં, પાવન કરવા પધારો.મ०

---

પદ ૧૦૫ રાગ. માઢ—ઢબ—વીરાવૈશ્યાના યારી

અમૃત ઝરનારા, સુખ કરનારા, દુઃખ હરનારા દેવ ! ટેક.
સિદ્ધારથકુલ ચંદલોરે, ત્રિશલાદેવી નંદ;
સારથવાહ શિવપુરીના, કરુણાના પ્રભુ કંદ રે. અ०
ભવીને ભવજળ તારવા, હરવા ત્રિવિધ તાપ;
જન્મ ધર્યો તેં જગનાનાયક,તુજગુણ અમિત અમાપરે અ०
પાપ તાપ પરિતાપ મટાડી, કર નિર્બળતા નાશ;
ભેદભાવ તોડી ઘટઘટમાં, વિશ્વપતિ કર વાસરે. અ०
સમાજમાંહે સર્વ સુધારા, પૂરણ કર પરમેશ;
કાદવ જેવા કુટિલ કર્મના, કાઢ અમારા કલેશરે. અ०
સર્વદેવના દેવ દયાળુ, હરકત તું હરનાર;
'સંતશિષ્ય' વિઘ્નો હર વહાલા, આનંદના કરનારરે. અ०

---

પદ ૧૦૬ રાગ—આશાવરી.

પ્યાલો વીર તણો કોણ પાય? પ્યાલો૦ ટેક.

પ્રેમ સહિત પાયે કોઈ પ્યાલો, જન્મમરણ દુઃખ જાય. પ્યા૦

એ રસમાંહે મસ્ત મુનિજન, સિદ્ધ સ્વરૂપે થાય. પ્યા૦

પીનારા તે અમર પિયાલો, દેવરૂપે દેખાય. પ્યા૦

અંધકાર ટાળે અંતરનું, નયને બધું નિરખાય. પ્યા૦

'સંતશિષ્ય' અનુભવી એ રસના, પ્રેમ ભરીભરી પાય. પ્યા૦

---

પદ ૧૦૭ રાગ—આશાગોડી

સમઝે સો સુખ પાવે સાધુ! સમઝે સો સુખ પાવે. ટેક૦

શાસ્ત્રદૃષ્ટિ ગુરુબચન બિચારસે, ઘટદીપક પ્રગટાવે. સાધુ૦

વહ દેખત હૈ હિતાહિતકો, અંતરધ્યાન લગાવે. સાધુ૦

બિના બિચાર કરત જો કારજ, અંધા હો અથડાવે. સાધુ૦

સમજબિના જો ઔષધ ખાવે, વહ મૂરખ મરજાવે. સાધુ૦

મીચિ નયન જો ચલે કુપથમેં, વહ નર ખતરા ખાવે. સાધુ૦

'સંતશિષ્ય' નર શાણા વહ જો, સમજ સમજ ગુણગાવે. સા૦

---

પદ ૧૦૮ રાગ—આશાવરી.

બના દો, બુદ્ધિહીન ભગવાન! ધ્રુવ.

તર્કશક્તિ સારી હી હરલો, હરો જ્ઞાન વિજ્ઞાન;

હરો સભ્યતા શિક્ષા સંસ્કૃતિ, નવ્ય જગતકી શાન. ૧

વિદ્યા ધન મદ હરો હરો હે હરે! સભી અભિમાન;

નીતિ ભીતિસે પિંડ છુટાકર, કરો સરલતા દાન. ૨
નહીં ચાહિયે ભોગ યોગ કુછ; નહીં માન સન્માન;
ગ્રામ્ય ગઁવાર બનાદો તૃણુસમ, દીન નિપટ નિર્માન. ૩
ભરદો હૃદય ભક્તિ શ્રદ્ધાસે, કરો પ્રેમકા દાન;
પ્રેમસિંધુ નિજ મધ્ય ડુબા કર, મેટો નામ નિશાન. ૪

---

પદ ૧૦૯ રાગ—સોરઠ.

મેરે દિલમેં મેરા પ્યારા, હૈ મગર મીલતા નહીં;
ચશ્મુમેં ઉસ્કા નઝારા, હૈ મગર મીલતા નહીં. મેરે.
ઢુંઢતા ફીરતા હું ઉસ્કો, દર બદર ઔર કૂબકુ;
મેરે ઘરમેં મેરા પ્યારા, હૈ મગર મીલતા નહીં. મેરે.
શેખ ઢુંઢે હૈ હરમમેં, ઔર બીરેહમન દેરમેં;
હર જગા ઉસ્કા પુકારા, હૈ મગર મીલતા નહીં. મેરે
મેરે ઘરમેં વોહી ખેલે, ઔર ખેલાવે મુજકો વો;
ઘરમેં દુલ્હનકા દુલારા, હૈ મગર મીલતા નહીં. મેરે
કયા કરેં કુછ બસ નહીં, અનવર યહાં લાચાર હૈ;
પરમ વો દિલબર હમારા, હૈ મગર મીલતા નહિ.મેરે.

---

પદ ૧૧૦ રાગ—હોરી

હરિ ! હું દાસ તમારો, કરુણાકર કેમ વિસારો ? હરિ.
સર્વાન્તર થઈ કયાં સંતાયા ? આપ વિના નથી આરો;
ભયકારક આ ભવસાગરમાં, બહુ અથડાઉં બિચારો;
કેમેય ન દેખું કિનારો .... .... .... હરિ.
ઉત્તમ નૌકા નરતન આવ્યું, પણ નાવિક નહિ સારો;

શી રીતે પ્રભુ પાર પમાશે, હરકત થાય હજારો;
એમાં અપરાધ ન મારો .... .... .... હરિ.
તાર્યો જેમ તમે ગજપતિને, તેમ મને પણ તારો;
આશા તૃષ્ણા મમતા મગરે, પકડયો છે પરબારો;
પેખો પણ કાં ન પધારો? .... .... હરિ.
લાગ્યો છે વડવાનલ ચોગમ, હે ઠાકર! ઝટ ઠારો;
શરણાગત પાલક પણ રાખી, 'કેશવ' હરિ કર ધારો;
મેલી વિપરીત વિચારો. .... .... ... હરિ.

---

પદ ૧૧૧ ઢબ—આવો મારા નટવર નાનડિયા
કરુણાનિધિ કરુણા જરૂર કરજે, અંધારુ હૃદયતણું હરજે. ટેક
કહીશ પ્રભુ! તેમ સદા કરશું, દોષોથકી જરૂર હવે ડરશું;
તારા વિના કેમ કહો તરશું........... કરુણા૦ ૧
શરણું હવે સર્વસ્થળે તારું, મસ્તક તારા ચરણકમળ મારું;
બીજું મને કોઈ નથી બારું...........કરુણા૦ ૨
ત્રિભુવનપતિ સમજી તારો, કરીશ નહિ નાથ મને ન્યારો;
ઠાકર ભવતાપ થકી ઠારો...........કરુણા૦ ૩
માલિક મારા દોષો છે મોટા, આચરણો મેં આચરિયાં ખોટા;
દંભી થઈ વાળ્યા ઘણા ગોટા...........કરુણા૦ ૪
જોઈ ભૂલો જિગરતણી જ્યારે, પાકી મને પ્રતીત થઈ ત્યારે;
વહાલો વસ્યો ઘટડામાં મારે...........કરુણા૦ ૫
મીઠી તારી દૃષ્ટિ જ્યાં થાયે, જરૂર મારા જન્મ મરણ જાયે;
આનંદ 'સંતશિષ્ય'ને ઉભરાયે...........કરુણા૦ ૬

---

પદ ૧૧૨ રાગ—પ્રભાતિયું,

સચ્ચિદાનંદઘન બ્રહ્મ શાંતિકરા,
અરજ સેવક તણી ઉર સ્વીકારી;
હૃદય ઠામે ઠરી દુરિત દુરે કરી,
અખૂટ અરણુવ થકી લે ઉતારી. ૧
દુષ્ટકૃત્યો વડે દુઃખદદળ મેળવી,
દોષ ડુંગર તળે હું દબાયો;
જિનવરા જ્ઞાનવિણ જન્મ એળે ગયો,
પરમ જ્યોતિ વિના પાર ના'વ્યો. ૨
ગરૂડ ગાજે સદા જેહ ઉદ્યાનમાં,
ફણિધરો આવી ત્યાં કેમ ફરશે?
અતુલબળના ધણી નાથ મુજ શિરછતે,
ચોરટા ચોરીઓ કેમ કરશે? ૩
વજ્રમય કોટવર અગ્નિનો જ્યાં કર્યો,
પેસી ત્યાં હીમ શું પ્રાણ હરશે;
વિશ્વપતિ વૈદ્ય જે હૃદયમાં વસી રહ્યો,
વ્યાધિઓ હૃદયમાં કેમ ઠરશે? ૪
કેસરીસિંહ જ્યાં નિત્ય ક્રીડા કરે,
અવર પશુ એ સ્થળે કેમ પેસે;
અંશુમાલી તણા અંશુની આગળે,
રજનીનું રાજ્ય તે કેમ રહેશે? ૫
જેહના આંગણે કલ્પતરુ ઊગિયો,
દાદ દારિદ્રયને કોણ દેશે?

અમીતણા ઝરણમાં વિઘ્નનો વાસ કયાં,
શાંતિથી કોણ સંતાપ સહેશે ? ૬
દેવ ! અમીદૃષ્ટિ તુજ દાસ ઉપર થયે,
વિપદમય વાદળાં જરૂર જાશે;
'સંતનાશિષ્ય'નું અચળ શ્રદ્ધા વડે,
શાંતિમય સ્મરણથી શ્રેય થાશે. ૭

---

પદ ૧૧૩ રાગ–પ્રભાતિ.

રાત્રિ અંધારી ને ગગનમાં વાદળાં,
તિમિર પર તિમિરના ઓઘ છાયા.
પૃથિવી આકાશ સૌ એક રંગે મળ્યાં,
વિકટ વનમાં પડયો વિશ્વરાયા ! ૧
સૂર્યનો અસ્ત ને ધ્રુવ દીસે નહિ,
નાથ શી રીત સૂઝે દિશાઓ !
મુશલ શી ધારથી મેઘ વૃષ્ટિ કરે,
વાયુ વેગે તૂટે ઝાડવાંઓ. ૨
પંથમાં કીચડ ને કલણ ભરપૂર છે,
કંટકોની પડી છે પથારી;
વિષમ સંયોગમાં કઠિણ મુસાફરી,
છે પ્રભુ એક આશા તમારી. ૩
તેજનું તત્ત્વ કો દાસ પાસે નથી,
નેત્ર ખુલ્લાં પરંતુ નકામા;

ઠંડીથી કડકડે અસ્થિ સૌ અંગનાં,
કેમ રાખું પ્રભુ ધીર આમાં? ૪
કાટકા ઘોરથી મેઘ ગાજી રહ્યા,
ફડફડે પ્રાણ અતિ ત્રાસ પામી;
હાથ ઝાલી દયા લાવીને દોરજો,
હે કૃપાનાથ આધાર સ્વામી! ૫
સચ્ચિદાનંદ છો તેજ અંધારને,
દાસ આ તિમિરથી દુઃખ પામે;
ના ઘટે ના ઘટે નાથ એ વિષમતા,
આપના હ્રદયમાં કોઈ ઠામે. ૬
દિવ્ય તેજે કરો દેખતાં નેત્ર આ,
સ્પષ્ટતાથી દશે દિશ ભાળું;
પંથ મારા પ્રકાશિત સહુ થાય એ,
યાચું ઓ દીનબંધુ દયાળુ! ૭

---

પદ ૧૧૪ રાગ—પ્રભાતી.

આજ આનંદ મુજ અંગમાં પ્રગટિયો,
જગજીવન જીવન મેં નયણે નીરખ્યા;
આંખ શીતળ થઈ વિપત સઘળી ગઈ,
પૂર્ણ પરિબ્રહ્મને આજ પરખ્યા. ૧
શ્યામસુંદરતણું સ્વરૂપ શું વર્ણવું,
કોટિ સૂરજતણી કાન્તિ લાજે;

હેમ હીરામણિ જ્યોતિ જ્યાં ઝળહળે,
જેને અજવાળે ત્રૈલોક ગાજે. ૨
શબ્દની ચમકથી ચિત્ત ચેતી ગયું,
આપ સદ્‌ગુરુજીએ સાન આપી;
હુંપણું હારતાં સહજ પામ્યો હરિ,
કર્મનાં બંધ નાખ્યા જ કાપી. ૩
કર્મ ને ભર્મનું સ્વપ્ન સંતાઈ ગયું,
ઘોરનિંદ્રા થકી જોયું જાગી;
તુરિયાતીતથી અરુણ ઉદય થયો,
અજ્ઞાનઅંધારની ભ્રાંતિ ભાંગી. ૪
સાંખ્ય વેદાંતમાં કોણ શોધન કરે,
મૂર્તિવંતા મને માવ મળિયા;
હું હરિમાં હરિ માહરે અંતરે,
સભર ભરિયા જેમ બ્રહ્મ દરિયા. ૫
કોઈ તીરથ કરે કોઈ દેવળ કરે,
કોઈ ખટ્‌દર્શન જોગ સાધે;
એજ ઈશ્વર મને અંગમાં પ્રગટિયા,
સદ્‌ગુરુ શબ્દની ચોટ લાધે. ૬

---

પદ ૧૧૫ ઢબ તમે તો તમારા બિરુદો જોશો.
એકને વળગિયા છે એટલા જ ઊગર્યા રે,
દાણાઓ બીજા (તો) દળાયા રે વહાલા. એકને ટેક૦

એકને પિછાણ્યો તેણે સૌને પિછાણ્યા રે,
લક્ષ વિના અવર લઢાયા રે વહાલા. એકને૦ ૧
એકનું શરણ તેને પરવા ન પરની રે,
ઘણાવાળા ભવમાં ગુંચાયા રે વહાલા. એકને૦ ૨
એકથી વછૂટયા તે મળી ગયા મોતને રે,
એકવાળા એકમાં સમાયા રે વહાલા. એકને૦ ૩
'સંતશિષ્ય' એક સાધ્યે સર્વને સાધિયા રે,
તજી દીધું એક તે તણાયા રે વહાલા. એકને૦ ૪

---

પદ ૧૧૬ રાગ–ભૈરવ, ઢબ રાજા હું મેં.

પરમદેવ પરબ્રહ્મ પ્રકાશક પરમજ્ઞાન પરમેશ,
ઉદય કરો પ્રભુ આર્યધર્મનો, ઉત્તમ એ ઉદ્દેશ. પરમ૦
વિઘ્નહરા વિષવાદ વિદારક, વિશ્વેશ્વર વાલેશ;
કાદવ સરખા કુટિલ કર્મના, કાઢ અમારા ક્લેશ. પરમ૦
પાપ તાપ પરિતાપ મટાડી; અવિચળ કરો ઉજાસ;
ભેદભાવ તોડી ઘટઘટમાં, વિશ્વપતિ કર વાસ. પરમ૦
સર્વદેવના દેવ દયાળુ, તું દુઃખડાં હરનાર;
'સંતશિષ્ય' કરી વિનય વિધિથી, વંદે વારંવાર. પરમ૦

---

પદ ૧૧૭ ધ્વન્યાત્મકલય.

નાથ વેણાને નાથ પ્રભુ ! તુંહી તુંહી ! !
સાથ વેણાને સાથ પ્રભુ ! તુંહી તુંહી ! ! નાથ૦

તાત વોણુાને તાત પ્રભુ ! તુંહી તુંહી ! !
માત વોણુાને માત પ્રભુ ! તુંહી તુંહી ! ! નાથ૦
ભ્રાત વોણુાને ભ્રાત પ્રભુ ! તુંહી તુંહી ! !
નાત વોણુાને નાત પ્રભુ ! તુંહી તુંહી ! ! નાથ૦
અમોને ચક્ષુ આપનાર પ્રભુ ! તુંહી તુંહી ! !
અમારા કષ્ટ કાપનાર પ્રભુ ! તુંહી તુંહી ! ! નાથ૦
તણુાતાને તારનાર પ્રભુ ! તુંહી તુંહી ! !
નિરાધારનો આધાર પ્રભુ ! તુંહી તુંહી ! ! નાથ૦
અમારા પામરના પ્રાણુ પ્રભુ ! તુંહી તુંહી ! !
ખરા હીરાની ખાણુ પ્રભુ ! તુંહી તુંહી ! ! નાથ૦
અખૂટ શાન્તિના ધામ પ્રભુ ! ! તુંહી તુંહી ! !
અમ હૈયાની હામ પ્રભુ ! ! તુંહી તુંહી ! ! નાથ૦
સર્વ જ્ઞાતાનું જ્ઞેય પ્રભુ ! તુંહી તુંહી ! !
સર્વ ધ્યાતાનું ધ્યેય પ્રભુ ! તુંહી તુંહી ! ! નાથ૦
નિર્જીવોનો જીવ પ્રભુ ! તુંહી તુંહી ! !
શાન્તિ આપનાર શિવ પ્રભુ ! તુંહી તુંહી ! ! નાથ૦
પ્રભુ એકમાં અનેક રૂપ તુંહી તુંહી ! !
તું અનેક માંહે એક પ્રભુ ! તુંહી તુંહી ! ! નાથ૦
'સંતશિષ્ય' તણા સાથ પ્રભુ ! તુંહી તુંહી ! !
અમારા સર્વેના નાથ પ્રભુ ! તુંહી તુંહી ! ! નાથ૦

---

પદ ૧૧૮ ભજન ઢબ–સુંદર શ્યામ હો તજી.

સુંદરશ્યામ હો તજી અમને,
શિવપુરના વાસી આવા ન બનીએ જી. ટેક.
સૂના નગરમાં વા'લા પડી હડતાલું જી,
હાટોહાટ તાળાઓ દેવાણા. સુંદર૦
કોણ (રે) ઉધારે હવે અમને અહીં આપે જી,
કિરતાર નામના કરિયાણા. સુંદર૦
સમૃદ્ધિએ ભરી તારી સાહેબ! વખારું જી,
બહુ મૂલા માણેકને મોતી. સુંદર૦
અરેરે એનાએ કરી બંધ દરવાજા જી,
ચાલ્યા શું રાખી નાથ! રોતી. સુંદર૦
દિલ રે દિવાનું મારું ઘેનમાં ઘૂમે જી,
એકલડું એ અંતરજામી. સુંદર૦
કોઈના નેણામાં મારો નાથ ન દેખું જી,
શરણું છે તારું મને સ્વામી. સુંદર૦

---

પદ ૧૧૯ રાગ–આશાવરી–જોનપુરી.

વો નર હમકો ભાવે, સાધુ! વો નર–
જો સમરસ બીચ સમાવે, સાધુ! ટેક.
દુઃખ ઓર સુખમેં આનંદ રહેવે, હરદમ હરગુણ ગાવે. સાધુ૦
પરનારી પરધનકો ત્યાગે, સતકી રોજી ખાવે. સાધુ૦

તનમન ઓર વચનસે કોઈ જીકો નાહિ દુખાવે. સાધુ૦
કરસેવા સંસારી ઉનકો, સાચી રાહ બતાવે. સાધુ૦
ધરમ કરતાં ધાડ પડે તો, હિંમત હાર ન જાવે. સાધુ૦
પરદુઃખભંજન હોકર રહેવે, ગુરુગોવિંદ ગુણ ગાવે. સાધુ૦
દાસ 'સતાર'સાબુ–જલ મીલકર, મેલકો માર હઠાવે. સાધુ૦

---

પદ ૧૨૦ રાગ–દેશની તરજ.

ધર્મ (પંથ) અનેક છે રે, શાસ્ત્ર અનેક છે રે;
સહુનો હરિવર છે એ એક. ધર્મ૦
દેશ અનેક છે રે, લોક અનેક છે રે;
સહુનો હરિવર છે એ એક. ધર્મ૦
પૂરવ પ્રણમો પશ્ચિમ પ્રણમો, પ્રણમો સવાર સામઃ
મંદિર કે મસ્જિદમાં પ્રણમો; સહુ એનેજ પ્રણામ. ધર્મ૦
દેવળ અનેક છે રે, સ્થાન અનેક છે રે;
સહુમાં વહેતો વાયુ એક.
આભ અનેક છે રે, દિશા અનેક છે રે;
સહુમાં ભમતો સૂરજ એક.
(પ્રભુ) નામ અનેક છે રે, ધામ અનેક છે રે;
એ સહુ અનેકમાં એ એક. ધર્મ૦

---

પદ ૧૨૧ રાગ–ઝીંઝોટી.

રામ કહો રહિમાન કહો કોઈ કા'ન કહો મહાદેવરી રે.

પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવરીરે. રામ
ભાજન ભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપરી રે;
તૈસે ખંડ કલ્પના રોપિત, આપ અખંડ સ્વરૂપરી રે. રામ
નિજપદ રમે રામ સો કહીએ, રહિમ કહ્યો રહિમાનરીરે;
કૃષે કરમ કાન સો કહીએ, મહાદેવ નિર્વાણુરી રે. રામ
પરસે રૂપ પારસ સો કહીએ, બ્રહ્મચિન્હે સો બ્રહ્મરી રે;
ઇણુ વિધ સાધો આપ ' આનંદઘન 'ચેતનમય નિઃકર્મરીરે

---

પદ ૧૨૨ ઢબ—શાન્તિ પમાડે તેને સંત કહીએ

ભાઈ નામ સમજીને બેસી રહીએ,
આત્મા ચિન્હી મનમાં, મગન થઈ રહીએ—ભાઇ. ટેક.
રામ રહિમાન તમે એક કરી જાણજો,
કૃષ્ણ કરીમ એક કહીએ;
વિષ્ણુ બિસ્મિલ્લામાં ભેદ નથી ભાઇઓ,
અમે અલ્લા અલખ એક કહીએ. ભાઈ. ૧
ગફુર ગોવિંદ તમે એક કરી જાણજો,
મૌલા માધવ ગુણ ગાઇએ:
હરિ—હકતાલાનો ભેદ મેં જાણ્યો,
હવે ચૌરાશી માર નવ સહીએ. ભાઈ. ૨
પરવર દિગાર પરમેશ્વર એક છે,
નબી નારાયણુ ચોટયા હઇએ;

ચોખા ચાવલને ડાંગર એક,
એવું સમજે તેના ચેલા થઇને રહીએ. ભાઈ.
'બાપુ' એક પાક છે બીજું નાપાક છે,
એવું તે ક્યાં જઈ કહીએ ?
સમજણ વિના પડે સાધનમાં સાંસાં,
અમે બ્રહ્મજળમાં નિત્ય નાહીએ. ભાઈ.

---

પદ ૧૨૩ રાગ–ઝીંઝોટી–ઢબ. બીગરી કૌન સુધારે,
વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે
પરદુઃખે ઉપકાર કરે ને મન અભિમાન ન આણેરે. વૈ
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેનીરે;
વાચ–કાછ મન નિશ્ચલ રાખે,ધન ધન જનની તેનીરે. વૈ
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માતરે;
જીહવા થકી અસત્ય ન બોલે,પરધન નવ ઝાલે હાથરે.વૈ
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં
રામનામસું તાળી રે લાગી,સકળ તીરથ તેના તનમાંરે.વૈ
વણ લોભીને કપટ રહિત છે, કામ ક્રોધ નિવાર્યા
ભણે 'નરસૈયો' તેનું દર્શન કરતાં, કુળ ઈકોતેર તાર્યારે

---

પદ ૧૨૪ ભારતકા ડંકા આલમમેં, એ તરજ.
કબ હોગા પ્રભુ! કબ હોગા,
યહ દિવસ હમારા કબ હોગા–ટેક.

હમ પતિતોંસે અતિ પ્રેમ કરેં,
    દુશ્મનજન પર ભી રહમ કરેં;
હમ સબ જીવોંસે ક્ષેમ કરેં. યહ દિવસ. કબ० ૧
કબ ઊંચ નીચકા ભેદ મિટે,
    ધન જન ખોનેકા ખેદ મિટે;
મદ મત્સર મિથ્યા મેદ મિટે. યહ દિવસ. કબ० ૨
પ્રાણી કો નિજ સમ પેખેંગે,
    સ્ત્રી કો માતા સમ દેખેંગે;
લક્ષ્મી કો મિટ્ટી લેખેંગે. યહ દિવસ. કબ० ૩
જગ વ્યવહારોંકો છોડેંગે,
    તૃષ્ણા કે બંધન તોડેંગે;
જીવન પ્રભુ સંગ હિ જોડેંગે. યહ દિવસ. કબ० ૪
સુખ દેકરકે સુખમેં રહેંગે,
    દુઃખ સહકરકે સેવા દેંગે;
સેવામય જીવન બના લેંગે. યહ દિવસ. કબ० ૫
વિષયોં કો મનસે ત્યાગેંગે,
    કછુ નાહિ કૃપા બિનુ માગેંગે;
હમ નિશદિન ઘટમેં જાગેંગે. યહ દિવસ કબ० ૬
હમ નિજ મસ્તીમેં ઝુમેંગે;
    પ્રભુપથમેં નિશદિન ઘુમેંગે;
સમરસકા લાભ સદા લેંગે. યહ દિવસ. કબ० ૭

---

પદ ૧૨૫ ઢબ, ભારતકા ડંકા આલમમેં.

ક્યાં મળશે કહો ક્યાં મળશે?
એ પ્રભુમાં પાગલ ક્યાં મળશે? ટેક.
જે પતિત ઉપર પણ પ્રેમ કરે,
દુશ્મન ઉપર પણ રહેમ કરે;
પ્રભુ રાજી રહે નિત્ય એમ કરે. એ પ્રભુમાં. ક્યાં૦ ૧
ઊંચા નીચાનો ભેદ નથી,
ધન જન ખોયાનો ખેદ નથી;
જ્યાં અધિક થવાની ઉમેદ નથી. એ પ્રભુમાં. ક્યા૦ ૨
એ જગ વ્યવહારો છોડે છે,
તૃષ્ણાના બંધન તોડે છે;
જીવન પ્રભુભજને જોડે છે. એ પ્રભુમાં. ક્યાં૦ ૩
જે કામ કરે પ્રભુને ગમતા,
દુઃખોમાં પણ રાખે સમતા;
નહિ માયા માન અને મમતા. એ પ્રભુમાં. ક્યાં૦ ૪
પ્રાણીને નિજસમ પેખે છે.
સ્ત્રીને માતાસમ દેખે છે;
લક્ષ્મી મિટ્ટી સમ લેખે છે. એ પ્રભુમાં. ક્યાં૦ ૫
સુખ અર્પીને સુખમાં રહે છે,
દુઃખ સહીને પણ સેવા દે છે;
અણુઅણુમાં પ્રેમ સદા વહે છે. એ પ્રભુમાં ક્યાં૦ ૬
વિષયો તન મનથી ત્યાગે છે,

પુદ્ગલરસ રસહીણુ લાગે છે;
જે નિશદિન ઘટમાં જાગે છે, એ પ્રભુમાં. ક્યાં૦ ૭
જે નિજમસ્તીમાં મહાલે છે,
ચિંતા વિણુ પ્રભુપથ ચાલે છે;
'સંતસેવક' થઈ દિન ગાળે છે. એ પ્રભુમાં. ક્યાં૦ ૮

---

પદ ૧૨૬ ઓધવજી સંદેશો કહેજો–એ ઢબ

એવો સુંદર અવસર ક્યારે આવશે?
ભૂલી જઈશ હું વિષમય આ વ્યવહારજો;
લાગી રહેશે લય મારી પરિબ્રહ્મમાં,
અલગાં થાશે સઘળા વિષય વિકારજો. એવો. ૧
માત પ્રમાણે નિરખીશ સઘળી માનની,
કીચ પ્રમાણે જાણીશ ધાતુ સર્વજો;
પોતાવત હું દેખીશ સઘળાં પ્રાણીઓ,
ગળી જશે મારા ઘટનો સહુ ગર્વજો. એવો. ૨
આનંદની છોળ્યું રે અતિશે આવશે,
અંતરપટમાં નહિ રહે મેલ લગારજો;
વિષયો સઘળા વિષ્ટાના સમ લાગશે,
મોહી રહ્યા છે જેમાં સહુ નરનારજો. એવો. ૩
તારામાં મારૂં મન લય પ્રભુ! પામશે,
અવર પ્રપંચો નાશી જાશે દૂરજો;
પ્રકૃતિઓ સહુ કાર્ય સહિત લય પામશે,
આત્યંતિક પ્રલયનું થાશે પૂરજો. એવો. ૪

તદાકાર વૃત્તિ રહેશે મુજ સર્વદા,
દ્વૈતભાવનો નિશ્ચે થાશે નાશજો;
'નથુરામ' કહે સુખ ભોગવશું ત્યાં જઈ,
જ્યાં છે કેવળ ચૈતન્યનો નિવાસજો. એવો. ૫

---

પદ ૧૨૭ રાગ ઓધવજી સંદેશો કે'જો

એવો અવસર પ્રભુજી ક્યારે આવશે?
આનંદ રસ મુજ અંતરમાં ઉભરાયજો;
ભીતરનું ભ્રમણા સ્થળ ક્યારે ભાંગશે?
ભયભડકા નિર્ભયતામાં નિરખાયજો. એવો. ૧
સાર અસાર સર્વ રીતે સમજી શકું,
ન્યાય તજી મતિ લોભે નવ લલચાયજો;
ક્રોધ કપટ મદ મોહ મટે અરિ માહરા,
વિષય વ્યાધિઓ કદી નહિ વરતાયજો. એવો. ૨
પરનિંદાની પરમ અધમતા પરિહરું,
ઈર્ષ્યાઅગ્નિ અંતરની ઓલાયજો;
સુંદર સાચા સ્થળમાં હું રાચું સદા,
સાચા રસ્તે મુજ જીવન સચવાયજો. એવો. ૪
અપૂર્વ શાંતિ પ્રગટે આત્મપ્રદેશમાં,
પ્રકૃતિઓ બધી કાર્ય સહિત લય થાયજો;
મુક્ત બનું માયાની જબરી જાળથી,
ન્યારો રહું જેમ પાણી પંકજ ન્યાયજો. એવો. ૪

અંધારાથી અંતર આ અળગું રહે,
  રવિકિરણોથી હૃદય બધું રંગાયજો;
નિજઘરની દોલતને ઘરમાં દેખશું,
  દરિદ્રતાના દુખડાં દૂરે થાયજો. એવો. ૫
રમશું ક્યારે નિજમાં નિજ સ્વરૂપે રહી,
  વિભાવની જડ મૂળ થકી પ્રભુ જાયજો;
ઔપાધિક પડદો અળગો થઈને રહે,
  મૂળ સ્વરૂપે જીવનરામ જણાયજો. એવો. ૬
ઓગણીસેં ચોસઠના આસો માસમાં,
  દાખે ગુરુવર દેવચંદ્રનો દાસજો;
જન્મ મરણના ફેરા ના ફરવા પડે,
  અખંડ અવિચળ પ્રગટે દેવ! પ્રકાશજો. એવો. ૭

---

પદ ૧૨૮ ઓધવજીના સંદેશાની ઢબ.

હેત ભર્યું હૈયું અમીરસથી ઉછળે,
  પણ નવ જાણું અર્પું કંઇ આશિષજો;
સહુ ઉર સરખી સુખદ વસંત છવાઇ રહી,
  પમરે પદ્મપરાગ મધુર ચહુ દિશજો. હેતભર્યું.
એ અમીરસનો સહુને સરખો વારસો,
  એજ તત્ત્વ વિલસે સહુ ઘટના પારજો;
સહુ સરખી જાતિ ન અધિક કે ન્યૂન કો,
  સહુમાં સરખો એ ચેતન સંચારજો. હેતભર્યું.

જે હુંમાં તે સહુમાં સહુનું હું વિષે
પ્રતિ આત્માનો એવો દિવ્ય અભેદ જો;
એ અનુભવમાં ઊંડું સુખ સમજાય છે,
સહજ થતો અંતરગ્રન્થિનો છેદ જો. હેતભર્યું.
આ ઉર ઊછળતો રસ રેડું ક્યાં જઇ,
વિશ્વપાત્ર નાનકડું ત્યાં ન સમાયજો;
વિશ્વ થકી મમ સ્વરૂપ અનંત ઉદાર છે,
હું વિણુ અવર ન સ્થળમાં એ સ્થિર થાયજો. હેતભર્યું.
અથવા મુજ સાથે જેના હૃદયો મળે,
ત્યાં જઈ ઢોળું આ સાગરની ધારજો;
ગ્રાહક હો તો એ અમીઝરણાં ઝીલજો,
એ ભાવે નિવસે આત્મીય સહચાર જો. હેતભર્યું.

---

પદ ૧૨૯ ઓધવજી સંદેશો કે'જો શ્યામને.
ખોલો ખોલો વા'લા ઉરનાં દ્વારને,
બોલો બોલો અંતરની સહુ વાત જો;
પોતાનાની પાસે પડદો ના ઘટે,
તમ સુખ દુઃખે વા'લા મારો ભાગજો. ખોલો૦
ઉર સરિતે પૂર આવ્યાં ભારે ભાવના,
રોકો કાં એ કુદરતનોજ પ્રવાહ જો;
વહેવા દ્યો વહેવા દો છૂટાં પૂરને,
રોકાયાં નહીં આપણુથી રોકાયજો. ખોલો૦

ભાવ ભર્યું હૈયું ખાલી થાવા ચહે,
તો મુજ વા'લા! શાને આ સંકોચજો;
ભાર હૃદયનો ઉર ઉઘડયે ઓછો થશે,
થાશે વા'લા! ઉભય ઉરે સંતોષજો. ખોલો૦

---

પદ ૧૩૦ રાગ—ઓધવજી સંદેશો કે'જો શ્યામને.

આવો આવો વા'લા! સાથે ઉડીએ,
ભોગવવાને કૈં કૈં દિવ્ય વિલાસજો;
ઊંચા ઊંચા તેજોમય આકાશ છે,
ઊંચા ઊંચા આત્માના અભિલાષ જો. આવો.
એકલવાયુ ઉડવું મુજને ના ગમે,
ચાહે આત્મા સ્નેહીના સહચારજો;
ઊણાં ઊણાં સુખ સહુ મુજને લાગતાં,
સ્નેહિજનના સાથે ભોગવનાર જો. આવો.
મારા છો ને રહેશો મારા સર્વદા,
બાંધ્યા પ્રભુએ સ્નેહભર્યા સંબંધ જો;
વિધિ નિર્મ્યા સંબંધો કરવા સાર્થકાં,
સંચરી એના સાથે વ્યોમ અનંત જો. આવો.

---

પદ ૧૩૧ રાગ—ઓધવજી સંદેશો કે'જો શ્યામને.

ચાંદની બહુ ખીલી રે અંતર ચોકમાં,
ઠંડકની જ્યાં લાગી રહી છે ઠોરજો;

ઝરમર ઝરમર ઝરણાં અમૃતનાં ઝરે,
તે સ્થળ વસતાં આનંદ પ્રગટે ઓરજો. ચાંદની.
ચાલો સહિયર રમવાને એ ચોકમાં,
છોડી દઈ આ માયા રૂપ વિલાસજો;
અપૂર્વ શાન્તિ વ્યાપી રહી છે જે સ્થળે,
પૂર્ણિમાનો વિકસી રહ્યો છે પ્રકાશજો. ચાંદની.
દૃશ્ય પ્રપંચો પરથી લક્ષ તજી દઈ,
બહિર ભાવ તજી અંદર કરીએ પ્રવેશજો;
કારાગૃહથી મુક્ત બની સુખ મા'લીએ,
સદ્ગુરુનો સખી એ સુણિયો ઉપદેશજો. ચાંદની.
નેહ ધરી ત્યાં ભજીએ અવિચળ નાથને,
ગાઈએ ઝીણા સ્વરથી તેનાં ગીતજો;
નિર્મળ મનથી તેની ધૂન મચાવીએ,
પરમ વિશુદ્ધ થવાને કરીએ પ્રીતજો. ચાંદની.
ઝગમગ ઝગમગ અંતર જ્યોત ઝગી રહી,
તિમિર ગયું ને પ્રગટયો પ્રેમ પ્રકાશજો;
વરણવી ના શકીએ સખી એહ વિલાસને,
વિરમેલાનો એ છે સુંદર વાસજો. ચાંદની.
ઉઠો સહિયર એમાં આળસ ના કરો,
વાતો કરતાં અવસર વીતી જાયજો;
અનુભવશું અંતરના ઉજ્જવલ ચોકને,
'સંતશિષ્ય' જો એહ સ્વરૂપ સમજાયજો. ચાંદની.

---

પદ ૧૩૨ ઢબ-ઓધવજી સંદેશો કે'જો.

સાંભળ સજની! આ ઉત્તમ સદ્બોધને,
અમીરસ સમજી અંતર માંહે ઉતાર જો;
વિકથાને મૂકીને સુણુ વચનામૃતો,
હાથ મળેલા હીરાને નવ હારજો. સાંભળ. ૧
નિદ્રાનું ટાણું રે સજની! આ નથી,
આળસમાં તો ખોયો કાળ અનંતજો;
પસ્તાવું તે પામરજનને પાલવે,
ભાખી ગયા છે ભયભંજન ભગવંત જો. સાંભળ. ૨
લેણાવાળા આવી લાજ લીએ નહીં,
તેની કરજે આગળથી તજવીજ જો;
સાચવજે સગવડતા સર્વ પ્રકારની,
બાળી દેવા જન્મ મરણના બીજ જો. સાંભળ. ૩
વખત ગયા પાછળથી વલખાં મારવાં,
સુંદર બાજી છૂટયા પાછળ છેક જો;
આવેલા અવસરને જે નવ ઓળખે,
એના જેવું અઘટિત કામ ન એક જો. સાંભળ. ૪
આથમિયા પાછળથી કરવો ઓરતો,
ખૂટયા પાછળ કરવા બેસે ખેદજો;
લુંટાયા પાછળથી રાડો પાડવી,
એ તો ભારેકર્મીજનના ભેદજો. સાંભળ. ૫
મારગડે ચાલો રે શ્રી મહાવીરને,

એના વચને પૂરણુ રાખી પ્રીતજો;
અવળા મારગડામાં આથડિયા ઘણું,
ભવભવમાં સખી ! બહુ બનિયા ભયભીતજો.સાંભળ.
સુખ કરવાને ઔષધ પ્રભુનું સેવીએ,
જન્મ મરણુના દરદો નાસે દૂર જો,
પ્રેમ ધરી વચનામૃત રસને પીજીએ,
'સંતશિષ્ય'ને આનંદ પ્રગટે ઉરજો. સાંભળ. ૭

---

પદ ૧૩૩ ઢબ–આવો મારા નટવર નાનડિયા.
સખી ! સુણુ અંતરની વાતું,
મનનું સુખ મનમાં નથી માતું. સખી.
સદ્ગુરુએ સગાઈ મારી કીધી,
એની મને અવિનાશીને દીધી;
સંભાળ એ સદ્ગુરુએ લીધી. સખી૦ ૧
સર્વજ્ઞ છે સસરોજી મારા,
સર્વશક્તિ સાસુજી મારા;
નાથ અવિનાશી સૌથી ન્યારા. સખી૦ ૨
સમુરતું સમજણનું લાવ્યા,
આત્મજ્ઞાન આભૂષણો આવ્યા;
થયે ભાન ભર્તા બહુ ભાવ્યા. સખી૦ ૩
વસ્ત્રો મારા વિવિધ વ્રતો કીધાં,
દયા સત્ય શિયળ રૂપી દીધાં;
સખી ! તેને સુખદ ગણી લીધાં. સખી૦ ૪

વારે વારે આનુલા નહિ ફરીએ,
દુનિયાથી શા માટે ડરીએ;
વહાલાને વેગે જઈ વરીએ. સખી૦ ૫
અમારું તે કંથતણું કરશું,
તન મન ધન તેની આગળ ધરશું;
હુંપદ હરિ પામીને હરશું. સખી૦ ૬
સખી ! હવે પિયરને પરહરશું,
વહાલા ને વેગેથી વરશું;
ઠેકાણાસર જઈને ઠરશું. સખી૦ ૭
મસ્તક નાથ ચરણકમળ ધરશું,
ફેરવશે નાથ તિહાં ફરશું;
ત્રિવિધના તાપથકી તરશું. સખી૦ ૮
પ્રસન્ન છું પરમપુરુષ પામી,
વ્યાધિ માત્ર વિશ્વતણી વામી;
'સંતશિષ્ય' થઈને સ્વરૂપ પામી. સખી૦ ૯

---

પદ ૧૩૪ રાગ શીખ સાસુજી દેછેરે.

આ અંતરમાં અંધારા રે, અતુલ ઉતર્યા આવી;
એવા પાપી અંધારા રે, ભ્રષ્ટ કરે ભાવી. ટેક.
ભુલવણીના પડદા રે, આવે છે નિત્ય નજરે;
અવિદ્યાનાં કાજળ રે, અંધારાને અધિક કરે. આ. ૧
હિતાહિતના પથનો રે, નથી નિર્ણય થાતો;
પથરાયેલ પડદો રે, નથી અળગો થાતો. આ. ૨

સમજણ નથી પડતી રે, અમે કોણુ કયાં કયાં હતા ?
ત્યાં દુઃખના ડુંગરિયા રે, કેવા શિર ઉપર હતા. આ. ૩
વળી અનુભવ્યું શું શું રે, એનું સાવ સ્મરણુ ગયું;
ભાન પૂર્વ ભવોનું રે, નહીં રતિ માત્ર રહ્યું. આ. ૪
ઊપજવું ને મરવું રે, ફરી ફરી શા માટે ?
અજાણ્યા અજાણ્યા રે, વિચરવું કઇ વાટે ? આ. ૫
માલમી કોઈ ન મળે રે, કે જેને જઈ કહીએ;
પડી ચરણુમાં તેને રે, બધુંય પૂછી લઈએ. આ. ૬
અકસીર ઓષડિયાં રે, પ્રભો ! આનાં કયાં મળશે ?
'સંતશિષ્ય' આ દરદો રે, પ્રભો ! કયારે ટળશે ? આ. ૭

---

પદ ૧૩૫ ઢબ–મહેતાજી રે શું મહીમૂલ બતાવું.

અંતરમાં રે....આત્મજ્ઞાન હજી ના'વ્યું,
જે બુદ્ધજનોએ બતાવ્યું. ટેક૦

સંતજનનો સંગ ન કીધો રે,
લક્ષ નિજઘર પર નવ દીધો રે;
કદી અમર ન પ્યાલો પીધો રે,
આથડી ને રે....આયુષ્ય એળે ગુમાવ્યું. જે.
ચર્ચા કરી ગગન ગજાવ્યું રે,
બહુ અન્યને બોલી બતાવ્યું રે;
શઠ મનને નવ સમજાવ્યું રે,
અતિ લૂખું રે....ભીતર હજી ન ભીંજાયું. જે.

ગણિતાદિક શાસ્ત્રોને ગણિયા રે,
વળી ભાષા અનેકને ભણિયા રે;
ચતુરાઈના ચણતર ચણિયા રે,
ખળભળતું રે....ચિત્તમંદિર ન ચણાવ્યું. જે.

દુષ્ટ પ્રકૃતિઓ ન દબાવી રે,
હઠ શઠતા જરી ન હઠાવી રે
આ શરીર ને નાખ્યું સુકાવી રે,
તપસ્યાથી રે....ખાલી તનને તપાવ્યું. જે.

ખાવાની ચીજ ન ખાધી રે,
સાધવાની દિશા નવ સાધી રે;
આધિ વ્યાધિ અખૂટ ઉપાધિ રે,
ઉપજાવી રે...અંતરને સળગાવ્યું. જે.

કદિ મનનો મરડ ન મૂક્યો રે,
નહિ જ્ઞાન ધ્યાનમાં ઝૂક્યો રે;
સદા ભ્રષ્ટપણાથી ભૂંક્યો રે,
ખડ ખાધું રે....ભોજન મધુર ન ભાવ્યું. જે.

કહે 'સંતશિષ્ય' સુખ કરવા રે,
નિજપરનાં દુઃખો હરવા રે;
આ ભવસાગરથી તરવા રે,
દુઃખ હરવા રે....કર જિનવરનું જણાવ્યું. જે.

———

પદ ૧૩૬ રાગ—રાઘવ આવ્યો હો.

પ્રેમીજન આવો રે, પ્રેમ સુધારસ પીવા. ટેક.
અગાધ જળમાં મોતી માટે, જેમ પૈસે મરજીવા;
જળહળ જ્યોતિ પ્રગટ પ્રભુ દીસે, રોમ રોમમાં દીવા. પ્રેમી૰
અંતરજામી સહુમાં વ્યાપક, અંતરમાં ઓળખાશે;
જડતા જાળ જન્મની જાશે, પાતક પ્રલયજ થાશે. પ્રેમી૰
રાગાદિક જે દોષ હોય તે, ભક્તિભાવથી ભાગે;
ઈશ્વરની રચના દેખીને, ઉગ્ર જ્ઞાન ગુણ જાગે. પ્રેમી૰
જપ તપ જોગ જાગ વ્રત તીરથ, પંચ દેવની સેવા;
તેણે તો કાંઈ પ્રભુ નવ રીઝે, પ્રેમલક્ષણા જેવા. પ્રેમી૰
સહુ શૃંગાર સુંદરી પહેરે, હોય કુલક્ષણ જેને;
સાચા સ્નેહ વિના કો કાળે, કંથ નહિ વશ તેને. પ્રેમી૰
અંતર લક્ષ પ્રેમ—પ્રભુ સાથે, એક પલક નવ ભૂલે;
જન 'છોટમ' તે સાચી વનિતા. સ્વામી સંગે ઝૂલે. પ્રેમી૰

---

પદ ૧૩૭ ઢબ; હળવા હળવા હરજી મારે મંદિરિયે
આવો આવો તમે આવોને બંધુઓ !
આનંદ લેવાને આવોજી
આનંદ ઉદધિ ઊછળી રહ્યો છે,
તેમાં આવી તમે નહાઓજી ટેક.
દુઃખ દરિયાને ઉતાવળે ઉલંઘી,
લ્યો નરભવનો લહાવોજી;

અમરફળનો આહાર છોડી,
ખડધાન શાને ખાઓજી ? આવો.
આપણા હથિયાર આપી અવરને,
હાથે કરી કાં હણાઓજી ?
પરમદેવના ચરણો તજીને,
પામરના ગીત શું ગાઓજી.આવો.
અખૂટ લક્ષ્મી સ્વાધીન આપણે,
ભિક્ષુ થઈ શું ભટકાઓજી ?
લેવા જવાનું લેશ નથી,
તમે આનંદ આવી ઉડાઓજી. આવો.
લાજ્યાના સ્થાને લાજ્યા નહિ,
હવે સાચામાં શું શરમાઓજી ?
ગુપ્ત ગુફાનું દ્વાર ઉઘાડી,
જુકિત સહિત ત્યાં જાઓજી. આવો.
દીપક તેલ કે વાટ વિનાની,
જળહળ જ્યોત જગાવોજી;
બહિરદષ્ટિ બંધ કરીને,
લગની અંતરમાં લગાવોજી. આવો.
નાડીના માર્ગો નિર્મળ બનાવી,
હેતુ દોષોના હઠાવોજી;
અનહદ નાદ પર એકાગ્રતાથી,
ધ્યાનની ધૂન મચાવોજી. આવો.

પ્રણુવ શબ્દની પવિત્ર ધૂને,
ગગન મંડળ ગજાવોજી;
'સંતશિષ્ય' સહજ શાંતિ લેવાને,
અવર તજીને આવોજી. આવો.

---

પદ ૧૩૮ ભજન.

ભજન કરવાને માટે નિત્ય આવતા જજો (૨)
આવતા જજો, ધ્યાન ધ્યાવતા જજો. ભજન.
રૂડા ભક્તિના પાઠને ભજાવતા જજો; (૨)
તમે ત્રિવિધના તાપને શમાવતા જજો. ભજન. ૧
તમે આત્મિક લક્ષ્મીને કમાવતા જજો; (૨)
જરૂર અંતરના જ્ઞાનને જમાવતા જજો. ભજન. ૨
મનને ભકિત જળેથી નવરાવતા જજો; (૨)
ખરા તત્ત્વના ખોરાક ને ખવરાવતા જજો. ભજન. ૩
પરમારથ પર પ્રેમ પ્રગટાવતા જજો; (૨)
મહાનિદ્રાથી ચેતન જગાવતા જજો. ભજન. ૪
ખરા ભકતોને માન સાથે લાવતા જજો; (૨)
વ્યવહાર પંથ સુંદર શોભાવતા જજો. ભજન. ૫
'સંતશિષ્ય' હૃદયગ્રંથિઓને ગાળતા જજો; (૨)
જન્મ મરણ તણા દુઃખ બધાં ટાળતાં જજો.
રૂડા આત્મના પ્રદેશને ઉજાળતા જજો. ભજન. ૬

---

પદ ૧૩૯ રાગ આશા, બિલાવર

આ સ્થળ આવો આ સ્થળ આવો,
આમતેમ જઈ શીદ અથડાઓ.
અવર તજી પ્રભુના ગુણ ગાઓ,
જ્ઞાનનું મંદિર ખૂબ ગજાવો. આ.
સત્ય બિનામાં શું શરમાઓ,
સમય મળ્યો છે લ્યો શુભ લા'વો.આ.
ભ્રમિતપણે શાને ભટકાઓ ?
લગની અંતર માંહે લગાવો. આ.
નેહ નયન ભરીને વરસાવો,
લાગણી અન્યો અન્ય બતાવો. આ.
પ્રેમ પરસ્પર મળી પ્રગટાવો,
જ્ઞાન જળે સહુને નવરાવો. આ.
પ્રભુના નામની ધૂન મચાવો,
આનંદ આનંદ આવી ઉડાવો. આ.
જય કરવાનો ખેલ જમાવો,
'સંતશિષ્ય' થઈ શોક સમાવો. આ.

---

પદ ૧૪૦ ઢબ—અમે બ્રહ્મ વિના અન્ય કશું.

પ્રેમે ગુણો પ્રભુના શું ગાતા નથી ? (૨)
ગાતા નથી—ધ્યાન ધ્યાતા નથી? પ્રેમે. ટેક
સાખીઃ ભાવ સહિત પ્રભુભજનથી, મટે પાપપરિતાપ;

દરિદ્રતા દૂરે રહે, મટે શોક સંતાપ.
અવિદ્યાનો મેલ કાઢી ઉજ્જવળ બનાવે એવા–
નિર્મળ વિજ્ઞાનમાં શું ના'તા નથી, તમેનિર્મળ૦ પ્રેમે
સાખીઃ ક્રોડ ક્રિયાથી નવ મળ્યું, તે પામે પળમાંય;
ભાંગે ભવદુઃખ ભજનથી, ખરા અમરફળ ખાય.
આધિ વ્યાધિ કે ઉપાધિ જરા ન આવે એવા–
જયરૂપ મંદિરે શું જાતા નથી? રૂડા જયરૂપ૦ પ્રેમે
સાખીઃ પામરના પગ સેવિયા, બની દાસના દાસ;
આશા ધરી અંતર વિષે, પડયા વિષયને પાસ.
જન્મ જરા મૃત્યુ તણી અર્હંટઘટિકા માંહે–
કુટિલ કલેશ દ્વેષથી શું કા'તા નથી? તમે કુટિલ૦ પ્રેમે
સાખીઃ મૃગજલમાં ધરી મોહને,દોડયા શું દિનરાત;
આખર થાશે ઓરતો, વિચારજો આ વાત.
ત્રિભુવનમાંહે જેના તુલ્ય નવ આવે એવા–
સત્ય ચિદાનંદને શું ચા'તા નથી? તમે સત્ય૦ પ્રેમે
સાખીઃ જેના માટે જગતમાં, રખડયા બની ઉદાસ;
તે સર્વે તમ આગળે પ્રગટ જણાશે પાસ.
રિદ્ધિ રળવાનાં સર્વ સાધનો છે સાથ છતાં–
આત્મિક કુંદન કમાતા નથી, કેમ આત્મિક૦પ્રેમે
સાખીઃ મારા પ્રભુ આગળ ભર્યાં, ભોજનના ભંડાર;
આરોગો આનંદથી, અમૃતનોજ આહાર.
ભૂખ નવ ભાંગે તેવા ભોજન પર ભાવ ધરી–

ખાવા જેવા ભોજનો શું ખાતા નથી? મધુરખાવા૦ પ્રેમે
સાખીઃ સર્વવૈદ્યશિરોમણિ, સર્વ દેવના દેવ;
અખંડ સુખના અધિપતિ, ભજજો તજી કુટેવ.
'સંતશિષ્ય' તણાં સર્વ વાંછિતો ફળે છે એવું–
ધર્મ તણું ધ્યાન કેમ ધ્યાતા નથી? તમે ધર્મ૦ પ્રેમે

---

પદ ૧૪૧ રાગ–કલ્યાણની ધૂન.

ભજ મન ભજ મન ભજ ભગવાન;
તજ અંતર ઘટસેં અભિમાન. ભજ મન. ટેક
ગાઓ હરદમ ઉનકા ગાન, પ્રગટત ઉનસેં પરમ નિધાન;
ધ્યાઓ હરદમ ઉનકા ધ્યાન, ઉપજત ઘટમેં આત્મજ્ઞાન. ૧
ભજનામૃતકા કરલો પાન, બગ મટી હોગા હંસ સમાન;
બિન પ્રાણોકા વોહી પ્રાણ, જાન રહિતકા વોહી જાન. ૨
ઉનકો સબ કરના કુરબાન, યહ સંતોકા હૈ ફરમાન;
વો સિંધુમેં કરલો સ્નાન, અલગા રહ જાવે અજ્ઞાન. ૩
પરમ દેવકા કર પહેચાન, હોત ભજનસેં અપના ભાન;
ભજલેભજલે ભજભગવાન, 'સંતશિષ્ય' યહ સુનલે કાન. ૪

---

પદ ૧૪૨ દોહરા

પ્રભુ તુજ લય લાગી નહી, ભૂલ્યો પથ ભગવાન;
શરણ ગયો નહિ સંતને, ધર્યું ન તારું ધ્યાન. ૧
સાધન તે બંધન કર્યાં, અવળા કર્યા ઉપાય;

એહ ભયંકર ભૂલથી, પામર આ પસ્તાય. ૨
કરણી ક્રોડગણી કરી, શીખ્યો અવર અપાર;
સમજ્યાનું સમજ્યો નહીં, પામ્યો નહિ ભવપાર. ૩
મહાભયાનક સ્થળ વિષે, સૂતો તાણી સોડ;
નિશદિન નિદ્રામાં રહ્યો, ખરેખરી એ ખોડ. ૪
નિર્ભય લાગે ભય સ્થળો, ભય નિર્ભય સમજાય;
આ વિભ્રમતા હે પ્રભુ ! મુજને જરૂર જણાય. ૫
અમૃતને અલગું કર્યું, કંચન ગણ્યું કથીર;
વહેતું દેખી વિષને, માન્યું નિર્મળ નીર. ૬
સાચામાં રાચ્યો નહીં, ખોટે ન થયો ખેદ;
મૂળ ન સમજ્યો મરણનું, ભણ્યો ન ભવનો ભેદ. ૭
પ્રભુ ! તુજ પદપકંજ પડી, યાચું એ જગદીશ;
'સંતશિષ્ય'નું સ્વરૂપમાં, રહે અંતર અહોનિશ. ૮

---

પદ ૧૪૩ દોહરો.

ઉજ્જવળતાને આદરો, શરીર ન કરશો શ્યામ;
કર્મ તજી દઈ કાગના, કરો હંસના કામ. ૧
બુદ્ધ થઈ બનશો નહી, ગોબર તણા ગુલામ;
નીર ક્ષીર ન્યારા કરો, કરો હંસના કામ. ૨
મુક્તા ફળ મૂકી દઇ, ચૂંથો નહિ કદી ચામ;
દુધ તણા દરિયે વસો, કરો હંસના કામ. ૩
સ્થાન તજો સમળા તણું, ઠરો હંસના ઠામ;

બગ જેવા ઠગ ના બનો, કરો હંસના કામ. ૪
અધર્મને અડશો નહીં, રહો ધર્મના ધામ;
રમો હંસના રાજમાં, કરો હંસના કામ. ૫
પામર આશા પરહરી, રટો હૃદયમાં રામ;
શ્વાનપણુ છોડી દીઓ, કરો હંસના કામ. ૬
ક્ષુદ્ર બની ખાશો નહી, હકને તજી હરામ;
ભુંડ સંગ ભળશો નહી, કરો હંસના કામ. ૭
અવગુણને અળગા કરો, ગ્રહો સુગુણના ગ્રામ;
પ્રવેશ ન કરો પાપમાં, કરો હંસના કામ. ૮
આરોગો અમૃત ફળો, વિમળ કરી વિશ્રામ;
ઘુવડપણું ઘટથી તજો, કરો હંસના કામ. ૯
રજને તજી અજને ભજો, નિત્ય નિરંજન નામ;
'સંતશિષ્ય' સુખ પામવા, કરો હંસના કામ. ૧૦

---

પદ ૧૪૪ રાગ—લાવણી.

પ્રભુનું નામ રસાયણ સેવે, પણ જો પથ્ય પળાય નહિ;
તો તેનું ફળ લેશ ન પામે, ભવ રોગો કદિ જાય નહિ.
પહેલું પથ્ય અસત્ય ન વદવું, નિંદા કોઇની થાય નહિ;
નિજ વખાણ કરવા નહિ સુણવા,વ્યસન કશુંય કરાય નહિ.
જીવ સકલ આતમસમ જાણી, દિલ કોઈનું દુભવાય નહિ;
પરધન પથ્થર સમાનગણીને,મન અભિલાષ ધરાય નહિ.
દંભ દર્પ કે દુર્જનતાથી, અંતર અભડાવાય નહિ;

પરનારી માતા સમ લેખી, કદી કુદૃષ્ટિ કરાય નહિ.
હું પ્રભુનો પ્રભુ છે મમ રક્ષક, એહ ભરોંસો જાય નહિ;
જે પ્રભુ કરશે તે મમ હિતનું, એ નિશ્ચય બદલાય નહિ.
શકિત છતાં પરમારથ સ્થળથી, પાછાં પગલાં ભરાય નહિ;
સ્વાર્થ તણા પણ કામ વિષે, કદી અધર્મને અચરાય નહિ.
કર્યું કરું છું ભજન આટલું, જ્યાં ત્યાં વાત કરાય નહિ;
હું મોટો મુજને સહુ પૂજે, એ અભિમાન ધરાય નહિ.
નામતણા અતુલિત મહિમાને, વ્યર્થ વખાણ મનાય નહિ;
કપટ દગા છળ પ્રપંચ માયા, અંત સુધી અદરાય નહિ.
જનસેવા તે પ્રભુની સેવા, એહ સમજ વિસરાય નહિ;
ઊચ નીચનો ભેદ પ્રભુના, મારગડામાં થાય નહિ.
નામ રસાયણ સેવે સમજી, કષ્ટ થકી કદી કાય નહિ;
એ પથ્યોનું પાલન કરતાં, મરતાં સુધી ડરાય નહિ.
પથ્ય રસાયણ બન્ને સેવે, માયામાં લલચાય નહિ;
તો 'હરિદાસ'તણા સ્વામીને, મળતાં વાર જરાય નહિ.

---

પદ ૧૪૫ ઢબ આરતીની.

જયદેવ જયદેવ : જય જિનવર દેવા—પ્રભુ જય૦
સદા કરું તુમ સેવા (૨) અવિચળ પદ લેવા. જયદેવ.ટેક
સુખદ સર્વદા સહજાનંદી, અખંડ અવિનાશી—પ્રભુ૦
પૂરણ આપ પ્રકાશી (૨) અનંત ગુણ રાશી. જયદેવ.
અજર અમર અવિચળ આનંદી, પ્રભુ તમને પામી—પ્રભુ૦

ખચીત રહે નવ ખામી (૨) સુખકર તું સ્વામી. જયદેવ.
જ્યોતિર્મયઘન શુદ્ધસ્વરૂપી, પૂરણ પ્રભુ પ્યારા—પ્રભુ૦
આનંદઘન અવિકારા (૨) મુગટમણિ મારા. જયદેવ.
પરમદેવ ચરણે એ યાચું, પાપ તાપ હરવા—પ્રભુ૦
'સંતશિષ્ય' સુખ કરવા (૨) ભવજળને તરવા. જયદેવ.

---

પદ ૧૪૬ ભજન.

સખી રે ! સાંભળ ને કહું વારતા,
આજે અનુભવે દીઠું રે;
સદ્ગુરુએ મારગ બતાવીઓ,
મળતાં તે લાગેલ મીઠું રે. સખી. ૧
સખી ! પરણેલી પિયુજીને રીઝવે,
કુંવારી કંથ શું જાણે રે ?
રમે રે ઢીંગલડે ને પોતીએ,
એ તો મેરામને શું માણે રે ? સખી. ૨
પિયુજી મલ્યા એનાં પારખાં,
એની કાયામાં કહી આપે રે;
થાપ ઉથાપ એ કરે નહિ,
જપે જયણા કેરો જાપ રે. સખી. ૩
સખી ! ઊંચું જોવું તો અસ્માનમાં,
હેઠે જોવું તો હરિ હેઠા રે;
સુતા રે જોવું તો મારી સેજમાં,
જાગી જોવું તો તખ્તે બેઠા રે. સખી. ૪

સખી ! આપણા પિયુજીની વારતા,
પરની આગળ કેમ કહિયે રે;
રહે હું પિયુજીના દેશમાં,
નીરખી લોચનિયામાં રહિયે રે. સખી. ૫
આજનો દિન રળિયામણો,
મને ગુરુ મળ્યા સદ્દભાણુરે;
'પ્રેમસખી' રવિદાસની,
મારા અંતરમાંહે સમાણા રે. સખી. ૬

---

પદ ૧૪૭ રાગ બરહંસ તાલ ધમાલ.

પ્રભુ મેરી નૈયા કો પાર ઉતારો, મૈં તો ડુબત હું મઝધારો.
ભવસાગર જલ દુસ્તર ભારી, સૂઝત નાહી કિનારો;
બીચ સમુંદર ગોતે ખાવે, બિન ખેવટ ભય ભારો. પ્રભુ.
લંબી લહર ઉઠેં પલપલમેં, નહી જલ થલ આધારો;
પરબલ પવન ચલે નિશિવાસર, ચહું દિશ ઘોર અંધારો. પ્ર.
ગ્રાહ ભયંકર ફાડ ફાડ મુખ, સન્મુખ હોત હજારો;
ઘેર ઘુમેર પડેં બહુભારી, કૈસે હો નિસ્તારો. પ્રભુ.
હાથ પૈરમેં જોર ન મેરે, નહિ કોઇ સંગ સહારો;
'બ્રહ્માનંદ' ભરોસો તેરો, અબ નહિ દેર વિચારો. પ્રભુ.

---

પદ ૧૪૮ રાગ બરહંસ. ઢબ—નાથ કૈસે ગજકો બંધ.

હરિ તેરે ચરણનકી હું મૈં દાસી, મેરી કાટો જન્મ કેરી ફાંસી.
ના જાવું મથુરા ન ગોકુલ જાવું, ના જાવું મૈં કાશી;

મોહે ભરોસો એક તુમારો, દીનબંધુ અવિનાશી. હરિ.
કોઈ બરત કોઈ નેમ કરત હે, કોઈ રહે બનવાસી;
મૈં ચરણનકો ધ્યાન લગાવું, સબસેં હોય ઉદાસી. હરિ.
નહિ વિદ્યા બલરૂપ ન મેરે, નહિ સંચય ધનરાશી;
શરણાગત મોહે જાન દયાનિધિ, રાખીયે ચરણન પાસી. હરિ
નહિ મૈં રાજપાટ કછુ માંગું, નહિ સુખભોગ વિલાસી;
'બ્રહ્માનંદ' શરણમેં તુમરી, કેવળ દરસ પિયાસી. હરિ.

---

પદ ૧૪૯ ભજન

અનેક યુગ વીત્યારે, એણે પંથે ચાલતાંરે જી—
ના'વ્યો ના'વ્યો પંથડા કેરો રે પાર; (૨)
અવિદ્યાને ઓળેરે, અમે ઘણું આથડ્યારે જી—
શોધ્યો નહિ અમારા ઘરનોરે સાર. (૨) અનેક. ૧
લોકડિયાની લાજેરે, બાઇ મેં તાણ્યો ઘુંઘટોરે જી—
તેથી અમે દીઠા નહી જગનાથ; (૨)
પ્રભુ અમ પાસેરે, વિભુ નો'તા વેગળારે જી—
સદા હતા સાહેબ અમારી રે સાથ. (૨) અનેક. ૨
સૂરજ છવાયોરે, આકાશમાં વાદળેરે જી—
તેથી જેમ પ્રગટે નહિ રે પ્રકાશ; (૨)
એમ અવિદ્યાથીરે, અવરાણો આતમારે જી—
તેથી સર્વ શક્તિનો નિરખિયો નાશ. (૨) અનેક. ૩
નાવ રૂપી નિર્મળરે, પ્રભુજીનું નામ છેરે જી—

તેના કોઈ માલમિયા હોય સંત; (૨)
'નરસૈંયા'નો સ્વામીરે, જેહ કોઈ અનુભવેરે જી-
તેહ નરના ભવજળનો થાય અંત. (૨) અનેક. ૪

---

પદ ૧૫૦ ભજન

કૈંક યુગ વીત્યારે, ભૂતળમાં ભટકતાંરે જી-
હવે ગુરુ દયા કરો તો દુઃખ જાય; (૨)
અનેક વેળાએરે, અવનિમાં અવતર્યોરે જી-
પશુ પંખી કીટ પતંગની માંય. (૨) કંઈક. ૧
મેઘના બિંદુનીરે, કોઈક સંખ્યા કરેરે જી-
ધરતીની રેણુ કદિક ગણાય; (૨)
નવખંડ તણારે, તરુવર લેખવેરે જી-
મારા કાંઈ જનમ ગણ્યા નવ જાય. (૨) કંઈક. ૨
સાત સિંધુ જેટલુંરે, પયમેં પીધું હશેરે જી-
માતા કેરા પયોધરનાંરે પાન; (૨)
જળચર થળચરરે, ખેચર થઇ ફર્યોરે જી-
ક્ષણ એક ઠરી નવ બેઠોરે ઠામ. (૨) કંઈક. ૩
ચારખાણમાંહેરે, જઈ જઈ અવતર્યોરે જી-
હવે પામ્યો મોંઘો મનુષ્યનો દેહ; (૨)
ભમતાં ને ભમતાંરે, સદ્ગુરુ ભેટિયારે જી-
'પ્રીતમ'ને ઉપજાવ્યો નાથપર નેહ. (૨) કંઈક. ૪

---

## પદ ૧૫૧ રાગ બિલાવર

અબ લાગી (૨)લાગી અબ, અબ લાગી અબ પ્રીત સહીરી.
અંતર્ગતકી બાત અલીસુન,મુખથી મોંપે ન જાત કહીરી.
ચંદ ચકોરકી ઉપમા ઇણુસમે, સાચ કહું તોહે જાત વહીરી
જલધરબુંદ સમુદ્ર સમાણી, ભિન્ન કરત કોઉ તાસ મહીરી.
દ્વૈત ભાવકી ટેવ અનાદિ, છિનમેં તાકું આજ દહીરી.
વિરહ વ્યથા વ્યાપત નહિ આલી,પ્રેમ ધરી પિયુ અંકગ્રહીરી
'ચિદાનંદ' ચૂકે કિમ ચાતુર, ઐસો અવસર સાર બહીરી

---

## પદ ૧૫૨ રાગ–ભૈરવ

બિરથા જનમ ગમાયો, મૂરખ બિરથા....ટેક.
રંચક સુખ રસ વશ ભઈ ચેતન, અપનો મૂલ નસાયો;
મિથ્યા તમ ગલિયનકે બીચમેં, સાચ ભેદ નહિ પાયો. મૂ.
કનક કામિની અરુ એહથી, નેહ નિરંતર લાયો;
તાહુથી તું ફિરત સોરાનો, કનક બીજકું ખાયો. મૂ.
જનમ જરા મરણાદિક દુઃખમેં, કાલ અનંત ગમાયો;
અરહટઘટિકા જિમ કહો યાકો,અજહુ અંત ન આયો.મૂ.
લખ ચોરાસી પેહર્યા ચોલના, નવ નવ રૂપ બનાયો;
બિન સમકિત સુધારસ ચાખ્યા, ગિણતી કૌન ગણાયો.મૂ.
અજપર્યંત ન માનત મૂરખ, એ અચરિજ ચિત્ત આયો;
'ચિદાનંદ'તે ધન્ય જગતમેં, જિણે પ્રભુસું મન લાયો.મૂ.

---

### પદ ૧૫૩ ગઝલ

અગર હૈ શૌક મિલનેકા, તો હરદમ લૌ લગાતા જા;
જલાકર ખુદનુમાઈ કો, ભસમ તન પર લગાતા જા. ૧
પકડકર ઇશ્કકી ઝાડૂ, સફા કર હિજ્રે એ દિલ કો;
દૂઈ કી ધૂલ કો લેકર, મુસલ્લે પર ઉડાતા જા. ૨
મુસલ્લા છોડ, તસબી તોડ, કિતાબેં ડાલ પાનીમેં;
પકડ દસ્ત તૂ પરસ્તોં કા, ગુલામ ઉનકા કહાતાજા. ૩
ન મર ભૂખા, ન રખ રોજા, ન જા મસ્જિદ, ન કર સિજદા
વજૂ કા તોડ દે કૂજા, શરાબે શૌક પીતાજા. ૪
હમેશા ખા હમેશા પી, ન ગફલતસે રહો ઈકદમ;
નશેમેં સૈર કર અપની, ખુદી કો તૂ જલાતા જા. ૫
ન હો મુલ્લાં, ન હો બમ્મન્ દૂઈકી છોડ કર પૂજા;
હુકમ હૈ શાહ કલંદર કા, અનલ હક તૂ કહાતા જા. ૬
કહે 'મંસૂર' મસ્તાના, હક મૈંને દિલમેં પહચાના;
વહી મસ્તોં કા મયખાના, ઉસી કે બીચ આતા જા. ૭

---

### પદ ૧૫૪ ગઝલ

તમે છો શોધમાં જેની, અનુભવીને ખબર એની;
નથી તમને ખબર તેની, મઝા સમજ્યા વિના શેની? ૧
નથી સુખ પુત્ર પ્યારામાં, નથી દિલજાન દારામાં;
અવરમાં કે અમારામાં, તમારૂં છે તમારામાં. ૨
નથી મિષ્ટાન્ન ખાવામાં, નથી ગાવા બજાવામાં,

નથી દોલત જમાવામાં, તમારૂં છે તમારામાં. ૩
નથી વૈભવવિલાસોમાં, નથી ઉત્તમ અવાસોમાં;
ક્ષણિકના હર્ષ-હાસ્યોમાં, તમારૂં છે તમારામાં. ૪
ભ્રમિતને અન્યમાં ભાસે, નથી સુખ અન્યની પાસે;
ફસાઓ કાં વિષય ફાંસે, તમારૂં છે તમારામાં. ૫
નથી વિદ્યા જમાવામાં, નથી ગુણિયલ ગણાવામાં;
નથી કોઈ સ્થાન જાવામાં, તમારૂં છે તમારામાં. ૬
નથી મહેલો મજાનામાં, નથી ધનના ખજાનામાં;
સુણ્યું છે 'સંતના શિષ્યે', તમારૂં છે તમારામાં. ૭

---

પદ ૧૫૫ આશાવરી.

આશા ઔરનકી કયા કીજે, જ્ઞાન સુધારસ પીજે. આશા.
ભટકત દ્વાર દ્વાર લોકનકે, કુક્કર આશા ધારી;
આતમ અનુભવ રસ કે રસિયા, ઉતરે ન કબહુ ખુમારી. ૧
આશા દાસી કે જે જાયે, તે જન જગકે દાસા;
આશા દાસી કરે જે નાયક, લાયક અનુભવ પ્યાસા. ૨
મનસા પ્યાલા પ્રેમ મસાલા, બ્રહ્મઅગ્નિ પરજાલી;
તન ભાઠી અવટાઇ પીએ રસ, જાગે અનુભવ લાલી. ૩
આગમ પ્યાલા પીઓ મતવાલા, ચિન્હી અધ્યાતમ વાસા;
'આનંદઘન' ચેતન વહી ખેલે, દેખે લોક તમાસા. ૪

---

પદ ૧૫૬ રાગ-નાથ કૈસે ગજકો બંધ.

અવધૂ ઐસો જ્ઞાન વિચારી, વામેં કોન પુરુષ કોન નારી.
બમ્મન કે ઘર ના'તી ધોતી, જોગી કે ઘર ચેલી;

## પદ ૧૬૦ ચાબખો

બેલીડા, ઊઠો ઉતાવળા થઈ,
સાંતીડાને જોડો ખેતરમાં જઈ. ટેક.

ધરમ ને નિયમના ધોરી જોડી, ખેડો અનુભવ હળને લઈ;
મોહ માયાના ઢેફાં રે ભાંગો, શમનું ખાતર દઈ. બે૦
અમર નામની ઓરણું કાઢો (તમે), સુરત શેઢા પર રહી;
વાંક અંતરનો કાઢો વિવેકથી, ખોટનું ખાતું નહિ. બે૦
જ્ઞાન-ધ્યાનના કણ મોંઘેરા લેજો, તન-મન નાણા દઈ;
મનુષ્ય ખેતરમાં વાવો વિવેકથી, ગુરુગમ ઓરણી લઈ. બે૦
જ્ઞાનના અંકુર ઊગ્યા ખેતરમાં (ને) ધીરપ ઢુંઢણી થઈ;
કુડ કપટના કાઢો પારેવડાં, મન રખવાળો રઈ. બે૦
મોક્ષના કણુસલા પાક્યાં ખેતરમાં,(ને)ખબર ધણીને થઈ;
દાસ'દયો'કહેએવી કરજો કમાઈ,જેથી ભવની ભાવઠ ગઈ.બે

---

## પદ ૧૬૧ ભજન

ચાદર ઝીણી રામ ઝીણી ચાદર ઝીણી:
સદા રામરસ ભીની—ચાદર ઝીણી.

અષ્ટ કમલ દલ ચરખા ચલતા,પંચતત્ત્વ કરપીંદી-રામપં૦
નવ દસ માસ બણુનમેં લાગા(૨)મૂરખ મેલી કીની. ચા૦
જબ મેરી ચાદર બુનકર આઇ,ઘર ધોબીકું દીની-રામ ઘર૦
મોહસીલા પર પટક પછાડી (૨)ઘેરી કુંદી કીની. ચાદ૦
જબ મેરી ચાદર ધુપકર આઈ,ગુરુરાજકો દીની-રામ ગુરુ૦

પ્રભુભક્તિ કો રંગ લગા કે (૨)ઘેરી રંગત કીની. ચાદ૦
ચેહિ ચાદર સુરમુનિવરે ઓઢી,દીન-દસ્તોં કેદીની-રામદીન૦
રાવ રંક ઔર વંકે ઓઢી(૨)નિરમળ કબી ન કીની. ચા૦
ઓઢનિશંકશંકનહિમનમેં,ઔરકીસીનાચીન્હી-રામઔ૦
સાધ સંગતિ સેવા ગુરુ કી (૨)લક્ષન ઓઢી લીની. ચાદ૦
ધ્રુવ પ્રહ્‌લાદ બિભીષણે ઓઢી, શુકદેવે નિર્મળ કીની-રામ
દાસ 'કબીરે' ઓઢી ચુગતસેં,(૨) જ્યુંકી ત્યું ધર દીની.ચા૦

---

પદ ૧૬૨ ઢબ–ભારત કા ડંકા આલમમેં....

કયાં સાંપડશે કયાં સાંપશે,
　　　　એ સંત કહો કયાં સાંપશે ? ટેક.
પ્રભુના ફરમાનો પાળે છે,
　　　　જે પાપકર્મ બી બાળે છે;
નિજપરના તાપો ટાળે છે. 　એ સંત૦ કયાં૦ ૧
દુઃખ સહવામાં પૃથ્વી જેવા,
　　　　જળ વૃક્ષો જેમ કરે સેવા;
એમ પર દુઃખ હરવાના હેવા. એ સંત૦ કયાં૦ ૨
પાપીના પાપ તજાવે છે,
　　　　નિત્ય જ્ઞાન જળે નવરાવે છે;
સદ્‌બોધ દઈ સમજાવે છે. 　એ સંત૦ કયાં૦ ૩

જે અખૂટ ધીરજ ધરનારા,
ઉદ્ધાર અધમનો કરનારા;
દલિતોના દુઃખને દળનારા. એ સંત૦ ક્યાં૦ ૪
આશા નથી અન્ય તણી કરતા,
ડૂબ્યાને કરી દે છે તરતા;
અમૃત મુખથી રહે છે ઝરતાં. એ સંત૦ ક્યાં૦ ૫
જે શાંત રસેથી ભરિયા છે,
ગુરુ દયા ક્ષમાના દરિયા છે;
ઠાકરના પદમાં ઠરિયા છે. એ સંત૦ ક્યાં૦ ૬
સહુ જીવોને નિજસમ જાણે,
આસક્તિ ન કોઈ સ્થળે આણે;
નિત્ય 'સંતશિષ્ય' મોજું માણે. એ સંત૦ ક્યાં૦ ૭

---

પદ ૧૯૩ રાગ—ઓધવજી સંદેશો કે'જો....

ચીણગારી ચાંપી રે શ્યામ સિધાવિયા,
અંતરમાં પ્રગટાવી વિરહી આગજો;
આંગણિયે આવી રે પ્રભુ અળગા થયા,
બંધાણો રસનિધિથી મારે રાગ જો. ચીણ૦ ૧
કામણગારે કીધાં કામણ કારમા,
સૂઝે નહી એકે વ્યવહારિક કામ જો;
ઘેલાની માફક હું ઘરમાંહે ફરૂં,
નાથ વગરનું નીરસ થયું તમામ જો. ચીણ૦ ૨

સગા સંબંધી પાગલ કહી પજવે મને,
વસમી લાગે છે વ્યવહારુ વાતજો;
પળ પળ સુંદર શ્યામ સ્વરૂપ રટયા કરૂં,
દર્શન માટે ઝુરૂં હું દિન રાત જો. ચીણુ૦ ૩
સંદેશો સુણીને રે શુદ્ધ બુદ્ધ વીસરી;
મનોરથોના ત્રૂટયા મારા મહેલ જો,
કઠણ કયા દોષેથી નાથ તમે તજી,
બોલાયેલા કેમ વીસરિયા બોલ જો. ચીણુ૦ ૪
ચિત્તમાં ચોટ લગાડી શું ચાલ્યા ગયા?
નહિ જાવા દઉં પ્રભુ તમને ક્ષણ એક જો;
'સંતશિષ્ય' શરણાગતને નવ છોડશો,
રાજુલની જેમ રાખી વહાલા ટેક જો. ચીણુ૦ ૫

---

પદ ૧૬૪ રાગ પુનમ ચાંદની.

ભાવે ભજી લ્યોને નિરંજન નાથનેરે,
તેથી ટળશે તિમર અને ત્રિવિધના તાપ;
સાચી શાન્તિ શાન્તિ પ્રગટે સર્વ પ્રદેશમાંરે,
આવ્યું સુંદર ટાણું ભજવાને ભગવાન. ભાવે.
એ રસ્તા વિણુ આપણો અવર ન કોઈ ઉપાય;
જાગ્રત કરો જીવાત્મને, અવસર એળે જાય.
ભમતાં ભવ અટવીમાં કાળ અનંતો કાઢિયો રે;

તોપણ આવ્યું નહિ હજી ભવ તરવાનું ભાન. ભાવે.
એ ઔષધ અમૃત સમું, ખાધા થકી ખચીત;
રોગ રહે નહિ હૃદયમાં, પ્રગટે અપૂર્વ પ્રીત.
એનું સ્મરણ કરીને એના પદને પામીએરે;
પુનરાવર્તન કેરું નાસે કર્મ નિદાન. ભાવે.
મહાન મુશ્કેલી થકી, પામ્યા આ અવતાર;
સ્વરૂપ તેનું સમજવા, કરીએ તત્ત્વ વિચાર.
પામી પુરુષારથથી પરમ પુરુષના પંથનેરે;
નિજ નિજ ધર્મ વિચારી નિત્યે ત્યાં ઘો ધ્યાન. ભાવે.
દમવા નિત્યે દોષને, ખમવા ન પડે ખેદ;
જન્મ મરણ શા કારણે, ભણીએ તેનો ભેદ.
જેને ભેદ મળ્યો છે, તેના ભવદુઃખ ભાંગિયારે,
તેમાં 'સંત શિષ્ય' છે ભક્તિ પરમ પ્રધાન. ભાવે.

---

પદ ૧૬૫ ઢબ—રેલ્યો રેલ્યો એ રૂડો અવનીમાં

ચાલો ચાલો રે........
સર્વે મળીને સંગાતઃ ભજીએ ભગવાનને રે.

ગણધર છે ગુણવંત ગૌતમ જેવા રે,
જેની વાણી અમૃત સાર મીઠા મેવા રે;
છો ત્રણ ભુવનના નાથ દેવાધિદેવારે,
પ્રતિ દિવસ ધરીને પ્રેમ કરીએ સેવા રે.

ગુણ અનંતા ગુણનિધિ, કેમ ગણું મતિમંદ;
ગણાય નહિ ગણવા થકી, ગુણ ભરિયા રે....
માતા ત્રિશલાના નંદ: ભજીએ ભગવાનને રે. ચાલો.

કરી અધમ તણો ઉદ્ધાર દુઃખ હરનારા રે,
મંગળમય પ્રભુજી મંગળના કરનારા રે;
નિજ ભકતોના પર કરુણામૃત ઝરનારા રે,
અવિચળ આનંદારામમાં ધરનારા રે.

જગવંદન જિન દેવશ્રી, જગલોચન જગનાથ;
દયા કરી આ દીનતણો, ભવ ઉદધિથી રે....
ગ્રહી રાખજો હાથ : ભજીએ ભગવાનને રે. ચાલો.

હે નાથ તમારું નામ મનમાં આણું રે,
મન હર્ષ તણી સરિતામાં જાય તણાણું રે;
છે નિર્મળ પ્રભુનું નામ એ મુજ નાણું રે,
એ પરમ દશાનો પંથ નક્કી સમજાણું રે.

અભેદ ભાવે આપની, સંગત રહે સદાય;
પરમ પંથને પામીએ, એવી કરજો રે....
'સંતશિષ્ય' સહાય : ભજીએ ભગવાનને રે. ચાલો.

---

## પદ ૧૬૬ શિખરિણી છંદ :

અહિંસાની મૂર્તિ, પ્રશમરસ સિંધુ અધિપતિ,
અમીની ધારાઓ, રગરગ ઝમે પ્રેમ–ઝરણી;
તપસ્વી તેજસ્વી, પરમ પદ પામી જગતને,
તમે પ્રેર્યું વંદુ, પર પ્રભુ મહાવીર તમને. ૧

ચતુર્યામી માર્ગે, પ્રગતિ કરી નિર્વાણ પથને,
બતાવ્યો વંદું છું, જગપ્રિય સ્વયં બુદ્ધ તમને,
કરી ધર્મક્રાન્તિ, સભર જગને જાગૃત કરે,
બની વિશ્વપ્રેમી, નમન કરું એવા પુરુષને. ૨

સુસત્યો વેદોનાં, શ્રુતિ સ્મૃતિ, પુરાણોપનિષદે,
રહેલાં સન્માનું, હૃદયથી વળી દર્શન છએ;
ગીતા માતા ગોદે, સુઈ જઈ પીઉં તત્ત્વ દૂધને,
પચાવીને રાખું, કરુણરસ રામાયણ તુને. ૩

ક્ષમા સિંધુ પ્યારા, ઈશુઉર તને વંદન કરું,
ફુલ્હારા નેકીના, રહમદિલ મોહમ્મદ સ્મરું,
અશો દૈવી તારી, પુનિત જરથોસ્ત પ્રતિકૃતિ,
નિહાળી હૈયામાં, વિમલ રસ ઉર્મિ રમી જતી. ૪

—— ०——

# ચોવિસ તીર્થંકરોની સ્તુતિ

## અનુષ્ટુપ્

લોગસ્સ ઉજ્જોયગરે, ધમ્મતિત્થયરે જિણે;
અરિહંતે કિત્તઇસ્સં, ચઉવિસંપિ કેવલી.

## આર્યા : ગીતિ

[૧]ઉસભ [૨]મજિયં ચ વંદે, [૩]સંભવ [૪]મભિનંદણં ચ [૫]સુમઇં ચ
[૬]પઉમપહં [૭]સુપાસં, જિણં ચ [૮]ચંદપહં વંદે. ૧
[૯]સુવિહિં ચ પુપ્ફદંતં, [૧૦]સિયલં [૧૧]સિજ્જંસં [૧૨]વાસુપુજ્જં ચ
[૧૩]વિમલ [૧૪]મણંતં ચ જિણં, [૧૫]ધમ્મં [૧૬]સંતિં ચ વંદામિ. ૨
[૧૭]કુંથું [૧૮]અરં ચ [૧૯]મલ્લિં, વંદે [૨૦]મુણિસુવ્વયં [૨૧]નમિજિણં ચ
વંદામિ [૨૨]રિટ્ઠનેમિં, [૨૩]પાસં તહ [૨૪]વદ્ધમાણં ચ. ૩
એવં મએ અભિથુયા, વિહુયરયમલા પહીણજરમરણા
ચઉવિસંપિ જિણવરા, તિત્થયરા મે પસીયંતુ. ૪
કિત્તિય વંદિય મહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા
આરુગ્ગ બોહિલાભં, સમાહિ વર મુત્તમં દિન્તુ. ૫
ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા
સાગર વર ગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ. ૬

---

# ધુન

૧ ॐ ગુરુ ॐ ગુરુ ॐ ગુરુ દેવ
જય ગુરુ જય ગુરુ જય ગુરુ દેવ.

૨ પરમ દેવ પર બ્રહ્મ પ્રકાશક
પરમ જ્ઞાન પરમેશ.

૩ સહજાનંદી શુદ્ધ સ્વરૂપી
અવિનાશી હું આત્મ સ્વરૂપ.

૪ દેવ અમારા શ્રી અરિહંત
ગુરુ અમારા ગુણિયલ સંત.

૫ ત્રિહુ જગવંદન ત્રિશલાનંદન
પાપ નિકંદન પ્યારા.

૬ રઘુપતિ રાઘવ રાજારામ
પતિતપાવન સીતારામ.

૭ અધમ ઉદ્ધારણ શ્રી અરિહંત
પતિત પાવન ભજ ભગવંત

૮ ભયહર ભયહર ભજ ભગવાન
સુરનર મુનિવર ધરત હૈ ધ્યાન.

૯ ઋષભ જય પ્રભુ પારસ જયજય
મહાવીર જય ગુરુ ગૌતમ જયજય.

૧૦ સંતં સુશાન્તં સતતં નમામિ
ભવાબ્ધિપોતં શરણું વ્રજામિ.

---

પ્રીતમ પ્રીતમ પ્રીતમ પ્યારા (૨)
અહૅન્ અંતર્યામી અમારા (૨)
પ્રીતમ પ્રીતમ પ્રીતમ પ્યારા (૨)
અન્તર્યામી સૌથી ન્યારા. પ્રીતમ૦
રસ સાગર છે રસથી ન્યારા (૨)
ગુણ સાગર છે ગુણથી ન્યારા (૨)
ન્યારા ન્યારા સૌથી ન્યારા (૨) પ્રીતમ૦
પ્રાણુજીવન જીવન ભરનારા (૨)
ઘટ ઘટ વ્યાપક ઘટથી ન્યારા (૨)
ન્યારા ન્યારા સૌથી ન્યારા (૨) પ્રીતમ૦

× × ×

હે જગ ત્રાતા વિશ્વ વિધાતા
હે સુખ શાન્તિ નિકેતન હે !
પ્રેમ કે સિંધો દીનકે બંધો !
દુઃખ દરિદ્ર વિનાશન હે !
નિત્ય અખંડ અનંત અનાદિ
પૂરણ બ્રહ્મ સનાતન હે !
જગ આશ્રય જગપતિ જગવંદન
અનુપમ અલખ નિરંજન હે !
પ્રાણ સખા ત્રિભુવન પ્રતિપાલક
જીવન કે અવલંબન હે !

---

# ઘટ ઘટ વ્યાપક અન્તર્યામી મહાપ્રભુની પાસે દીન ભાવે પ્રાર્થના

---

**અહો અંતર્યામી પ્રભો!** તારા મહામંગળમય અનંત કરુણાપૂર્ણ હૃદયને પારખવા અને પારખીને તારામય થઈ જવા આ પામર જીવે ઘણીયે વાર વલખાં માર્યા; પરંતુ પરિણામે હું કશુંય પામી શકયો નહીં. હૃદય જ્યારે સાવ હતાશ થઈ ગયું અને બુદ્ધિ જ્યારે તદ્દન થાકી ગઈ ત્યારે આજે હવે દીનભાવે હું તારે શરણે આવું છું. પ્રભો! ત્રુટી–દોષ–અપૂર્ણતા તરફ ન જોતાં, જીવનમાંથી અમંગળ અંશને કાઢી નાખવા મથતાં મારા જેવા બાળ જીવ ઉપર તારી નિષ્કામ કરુણાના પૂર નિરંતર વહ્યાજ કરે છે એવું મન, બુદ્ધિ અને પ્રાણને તારું દિવ્યદર્શન કરવા દે! નાથ. એવા દિવ્યદર્શનનું પાન મન, બુદ્ધિ અને પ્રાણને તન્મયપણે કરવા દે!!

*

**હે પરમાત્મન!** આજે હું સર્વાત્મભાવે તારે શરણે આવ્યો છું. તું મારા જીવનનો સાચો સંગી થા, સહાયક થા, નેતા થા. તું મને શાન્તિ આપ. જ્યારે મારી સામે વિઘ્ન અને વિપત્તિઓ આવી પડે તે સમયે હું ચોતરફ અંધકાર ન ભાળું એવી દિવ્ય દૃષ્ટિનો મારામાં સંચાર કર. તારી અપરાજિત શક્તિ

મારા હૃદયમાં જાગ્રત થાય; તારા વિશુદ્ધ પ્રેમામૃતથી મારા મનની બધીયે મલિનતા ધોવાઈ જાય; નૂતન પ્રાણ સંચારથી મારું હૃદય જાગ્રત બને; તારા મંગળ આદેશથી સમસ્ત જગત મારા આત્મ વિકાસમાં અનુકૂળ બને અને હું સર્વના હિતને માટે મારા દેહ, પ્રાણ અને મનને અર્પણ કરતો તારી અભયમંગળ ક્રોડમાં વિશ્રામ કરું એવી પ્રાર્થના હે પ્રભુ પૂર્ણ કર !

*

**હે જગજીવન !** તું મારા આત્મામાં પ્રગટ થા. તારું પ્રગટ થવું એટલે મારી આ નાની આંખે સર્વત્ર તારા જ દર્શન થાય અને તારી પ્રેમળજ્યોત મારા મોહના આવરણથી ઢંકાયેલ ન રહે. પ્રભો, તારી સાથે જોડાઈને તારા પ્રેમથી હું સદાય પ્રફુલ્લ રહું, તારા આદેશથી તારા અચળ અવલંબનપૂર્વક મારા સમસ્ત કર્તવ્યોનું પાલન કરી બધાં વિઘ્નો ઉપર વિજય મેળવું અને તારા જ્યોતિર્મય મહિમાની મધ્યમાં મારુ સ્થાન ચોકસ થાય એવી મારી સતત પ્રાર્થના છે !

*

**હે વિશ્વવ્યાપક વિભો !** સકલ સત્યોનું તું મૂળ સત્ય છે. જળ, સ્થળ, શૂન્ય સર્વને પરિપૂર્ણ કરી તું સદાય અમારી સન્મુખ પ્રકાશી રહ્યો છે. અમારા પ્રાણ-મન અને હૃદયને પરિપૂર્ણ કરીને અમારા

આત્મામાં તુંજ વિરાજમાન છે. તું અમારા પૂર્વકાલના અને આ કાલના સર્વ ગુરુઓનો ગુરુ છે. અમે તને પ્રણામ કરીએ છીએ. તું અમારા જ્ઞાન ચક્ષુ ખોલ. જેથી જગતમાં આદિથી અંત સુધી અમે તારા જ દેદીપ્યાન સ્વરૂપને જોઈ શકીએ, આંતરિક કે બાહ્ય–સૂક્ષ્મ કે સ્થૂલ પ્રત્યેક વસ્તુમાં તનેજ સાક્ષાત્ નિહાળી શકીએ અને હૃદયનો ગુપ્તમાં ગુપ્ત પ્રદેશ તને અર્પણ કરીને કામવાસનાના સૂક્ષ્મ બીજને તારા સ્વરૂપમાં ગાળી શકીએ !

*

હે **દર્શનીય વિભુતિ !** મોહાંધકારથી ઘેરાયેલ હું આ અસીમ સંસારસાગરમાં અહીંથી તહીં આથડ્યા કરું છું. એવા ઘોર અંધકારમાં ફક્ત તારી અભયમંગળ મૂર્તિ જ મારી સમસ્ત આશા અને વિશ્વાસનુ અચળ કેન્દ્ર છે. તુ મારો કોઈ કાળે ત્યાગ કરીશ નહિ. હું મારા પોતાના દોષથી તારાથી જાણી બૂઝીને વિખુટો પડી, અસહાય બાળકની પેઠે ચોતરફ ભય કલેશ અને મૃત્યુનું દર્શન કરું છું. 'મા'ની પેઠે તું આવીને દર્શન આપ અને મારા ભય તાપનું નિવારણ કર. હે પ્રભુ, તારા મંગળમય ધર્મપંથનું મને ભાન કરાવ જેથી હું તને હૃદયમાં પ્રાપ્ત કરી અક્ષય ધનનો સ્વામી બનું. પ્રેમરસમાં તું મને મગ્ન કર જેથી સંસારના સર્વ દુઃખતાપ વિસ્મૃત થઈ

જાય. હે નાથ! તું મારા ઉપર કરુણા કરજે. તારી કૃપા એજ મારા સર્વપાપોને ટાળનાર મહા ઔષધિ છે, સમસ્ત તાપ શમાવવાનું શાન્તિજળ છે અને અમૃતનું અદ્વિતીય ઝરણું છે. પ્રભો! તું મારા ઉપર પ્રસન્ન થઈને સમસ્ત પાપતાપથી મારી રક્ષા કરજે!

*

**હે કરુણાસાગર!** મારા આત્માને તું તારા દેવાલય રૂપે ઘડીને તૈયાર કર. હું તારા દર્શનનો લાભ નિરંતર લઈ શકું અને તારી પૂજા કરીને મારું જીવન સાર્થક કરી શકું એવો માર્ગ તું મને બતાવજે. હું હવે ક્યાં સુધી તારાથી દૂર દૂર પરિભ્રમણ કરીને સંસાર રૂપી દાવાનળથી દાઝેલો રહીશ? નાથ! તારાં પ્રેમામૃતનું મારા ઉપર સીંચન કર. જેથી મારું શુષ્ક હૃદય વિકસિત થાય, મારું મલિન મુખ ઉજ્જવળ થાય અને મારા સકળ દુઃખોનો અંત આવે. નાથ! તારા પ્રેમપૂર્ણ મુખારવિન્દના મને દર્શન આપ. એ નિરંતરની પ્રાર્થના છે!

*

**હે જગત્પાવન!** તારા પ્રસાદ રૂપી અમૃતવારિની આશાથી હું તારી હજૂરમાં આવ્યો છું. ત્યાંથી ખાલી હૃદયે મને પાછો ફેરવીશ નહી. તારી કરુણા એ જ માતાના સ્તનનું દૂધ છે, ભારત વર્ષની ભાગીરથી

છે, ભક્તહૃદયનું શાન્તિ સલિલ છે. તારી કરુણા
અમૃતજળમાં અવગાહન કરીને હું પાપતાપથી જ
મુક્ત થઈશ. અને નિષ્પાપ નિર્મળ ચિત્તથી તા
શ્રી ચરણમાં પ્રીતિ-પુષ્પનું નૈવેદ્ય ધરી મારા જીવન
સાર્થક કરીશ. ફક્ત એજ શુદ્ધાશયથી હું તા
સેવામાં હાજર થયો છું. પ્રભો! મારી ઉપર પ્રસ
થઈ મારી આ મનઃકામના પૂર્ણ કરજે!

*

**હે પરમાત્મ દેવ!** હું જો કે દિશા ભૂલ
ગયો છું તોપણ મારા જીવનનો તુંજ એક ધ્રુવ તાર
છે. તારા સ્વરૂપને હું ઓળખી શકયો નથી. પરં
મારા અંતરના ઊંડાણમાં ઊંડે ઊંડે તારું જ દિવ
સ્વરૂપ વિરાજિત છે. તે સ્વરૂપ તરફ નજર માંડી
જ્યારે હું જોઉં છું ત્યારે જો કે મારી આવરણવાળ
અપૂર્ણ દૃષ્ટિ તારા તેજને સહન કરી શકતી નથી
તેના અલ્પાંશને પણ પચાવી શકતી નથી, પરં
હૃદય તો કોઇ અવર્ણનીય શાન્તિ-શીતળતા અનુભ
છે. હે નાથ! દીન-હીન-મલિન તોય હું તારો અં
છું, તારો જ સંતાન છું. તું મારો કદીય ત્યાગ કરી
નહી. અને હું પણ તારો ત્યાગ ન કરું એવ
સ્ફુર્તિ પ્રેરજે!

*

**હે સચ્ચિદાનંદઘન !** તું મારા આંતરચક્ષુ ખોલી મારા અંતરમાં પ્રકાશમાન હો. તને જોઈને મારા નયન અને મન સફલ બનો. નાથ ! તું એક વાર આવીને મારા અંતરમાં વાસ કર. જેથી હું તારા વિશ્વવિજયી સત્યના બળથી બળવાન બનું. હે જ્ઞાનપુંજ ! તારા જ્ઞાનના એક બિન્દુ માત્રનો પણ મારામાં સંચાર કર કે જેથી મારા સમસ્ત સંશયો નાશ પામે; તારા અનંત, અપાર અને ગંભીર જ્ઞાન-પ્રેમના દ્વારો મારા હૃદયમાં ખુલ્લા થાય. પ્રભો, તારા આકર્ષણથી ખેંચાઈને સંસારના સમસ્ત મોહ–બંધન-ને હું તુચ્છ ગણી શકું અને તારી સત્યજ્ઞાનમય મૂર્તિ મારી નિકટ સતત પ્રકાશિત રહે એવી મારી પ્રાર્થના છે.

**હે અચળ નિયન્તા !** હું સંસારના અંધકારમાં અસહાય બની ભટકું છું. એ અંધકારમાંથી મને પ્રકાશ તરફ દોરી જા ! હું અસત્યની મોહજાળમાં જકડાયો છું. તું મને તેમાંથી છોડાવી સત્યના વિરાટ પથમાં લઈ જા ! હું ક્ષણે ક્ષણે મૃત્યુના જ મોંમાં બેઠો છું. તેમાંથી મુક્ત કરી તું મને અમરધામ તરફ લઈ જા ! તારા વિનાનું મારું જીવન એટલે પ્રાણ વિનાનું મુડદું. માત્ર તારું પ્રેમમય મીલન એજ મારું જીવન છે. સંસારના સંતાપમાંથી તું મારો

ઉદ્ધાર કર. મારો ક્ષુદ્ર આત્મા તારી પૂર્ણતા ધારણ કરવા અસમર્થ છે, છતાં પણ તારા અવલંબન વિના મારી અન્યગતિ નથી. હે નાથ! તું મને આશ્રય નહિ આપે તો બીજો કોણ મને આશ્રય આપી શકે તેમ છે? તારા વિના મારે બીજો સ્વજન પણ કોણ છે? કે જે મારા આત્માની ત્રૂટીઓ દૂર કરી શકે? તારી પ્રેમળજ્યોતિનું એકાદ બિમ્બ પણ મારા સર્વ રોગ–શોક, જરા–વ્યાધિ, ભય અને વિપત્તિને હરી લે તેમ છે. પ્રભો! તું મારા પીડિત દલિત આત્માને તારા આશ્રયનું ભાજન કર! નાથ, મારી ફરી ફરીને એજ પ્રાર્થના છે તું મને પોતાનું અક્ષય ભાજન બનાવ!

*

**હે જગત્‌પિતા!** તું સમસ્ત જગતનો પિતા છે, પ્રાણી માત્રની માતા છે, જીવમાત્રનો મિત્ર અને બન્ધુ પણ તું જ છે. તારું વિરાટ હૃદય સર્વની તરફ એક સરખું આકર્ષાયેલ છે. કોણ તને અતિપ્રિય નથી? પ્રભો, મારું આ ક્ષુદ્ર હૃદય તારા તે કૃપા–કટાક્ષની અસર નીચે આવ્યું નથી ત્યાં સુધી જ હું દુઃખી–દીન અને અસહાય છું. નાથ! મારું આ હૃદય તારી સન્મુખ થાય એવી કરુણા વરસાવ. કે જેથી સંસારના બધાંય કર્તવ્યોની વચ્ચે રહેવા છતાં પણ સંસાર

દશાની પેલી પાર, તારી સમીપમાં જ મારો કાયમ સહવાસ બની રહે !

*

**હે પ્રાણવલ્લભ પ્રભો !** તારાથી વિમુખ રહેવાનાં કડવાં પરિણામોનો હવે તો અંત લાવ ! નાથ, દયા લાવીને મારા મોહ રૂપી અંધકારમાં તારા જ્ઞાનની એકાદ ચીનગારી મૂક. મારા વ્યાકુળ હૃદયમાં તારા પ્રેમની અમીધારા છોડ. મારા આત્મામાં તારી અપરાજિત શક્તિનો સહજ સંચાર કર. મારા આત્મામાં એવા પ્રકારનો મધુમય પ્રાણ પ્રેર કે જેથી હું સંસારના આધિ, વ્યાધિ અને ઉપાધિનો સામનો કરી શકું અને તારાં આનંદમય સહવાસથી કૃતકૃત્ય બની શકું !

*

**હે જગન્નિયામક !** એક માત્ર તું જ મારા જ્ઞાનનું ધ્રુવ સત્ય છે. હવેથી મારા જીવનનું અવલંબન તુંજ છો. અને જ્યારે મારા આ જીવનનો અંત આવશે ત્યારે પણ તુંજ માત્ર મારા જીવનનું અવલંબન રહીશ. તું જેમ મારા જીવનનું અટલ ધ્રુવ સત્ય છો તેજ પ્રકારે મારા આત્માને તારા સત્યમાં અટલ બનાવ અને તારા પ્રેમાનંદમાં પ્રતિષ્ઠિત કર. હું તારા સહવાસના અમરધામમાં નિવાસ કરી શકું

એટલા માટે મારા આત્મામાં તારા માર્ગનો પ્રકાશ કર. બાળક જેમ પિતાની પાસે આવી બળ મેળવે છે, વિશ્વાસ મેળવે છે, અભય મેળવે છે તેજ પ્રકારે હું તારા સાંનિધ્યમાં (સમીપમાં) આવીને સર્વ પ્રકારના શોક-સંતાપ અને પરાધીન દશાથી મુક્ત થવા ઈચ્છું છું, અને એજ આશાએ તારે બારણે ઊભો છું. નાથ! દર્શનના દાન આપી મારી વાંછના પૂર્ણ કર!

*

હે **પતિતપાવન**! મારું પ્રસિદ્ધ પાતકી હૃદય તારા દર્શન માટે ઉત્સુક બન્યું છે. કરુણાસાગર, તારા વિના મને બીજું કોણ પાવન કરી શકે? તું જ વિશ્વમાં ખરેખર દાનેશ્વરી છો. તારા વિના જેના સ્નેહધામ સાવ સૂના–સૂના છે એવો ભિખારી હું તારી નજરમાં કેમ નથી આવતો? પ્રભો, તું તો સાક્ષાત ધન્વંતરી છો. તો પછી મારા હૃદયની પીડાને દૂર કેમ નથી કરતો? નાથ! 'પિતુ–માત-સહાયક-સ્વામી-સખા' તરીકેનો તારો અસલી નાતો આજે ક્યાં છુપાઈ ગયો છે? દયાળુ પ્રભો! હું તારા ચરણમાં પુનઃ પુનઃ પ્રણિપાત કરું છું. મને સંસારના ઘોર દાવાનલથી મુક્ત કર અને તારાચરણમાં સદાને માટે સ્થાન આપી કૃતાર્થ કર!

*

**હે પ્રાણપ્રકાશક !** તું મારા મોહરૂપી અંધકારમાં પ્રકાશ રૂપ છો. જ્યાં સુધી હું તારા દર્શન ન મેળવું ત્યાંસુધી ભય, મોહ અને શોકથી આવૃત્ત થઈને મારે આ ભવરૂપી અરણ્યમાં રૂદન જ કરવાનું રહ્યું છે. તને મેળવવા–મારા આનંદના મૂળ ઝરણનું પાન કરવા હું ખૂબ તૃષાતુર છું. અને તેથી જ મારું હૃદય તને સમર્પણ કરવા આજે તારી પાસે આવ્યો છું. તારી પ્રસન્ન મુખમુદ્રાથી મારા હૃદયને પવિત્ર બનાવ. નાથ ! તારા પ્રસન્ન આંદોલનોથી મને પાવન કર !

*

**હે મંગળ સ્વરૂપ !** તું પરિપૂર્ણ મંગળ છો–કલ્યાણ છો. તારી કૃપાનું એક જ બિન્દુ અમારા બધાનું મંગળ ભાતું છે. સંસારના શોક–સંતાપની વચ્ચે જો તું અમને અભયદાન આપીશ તો જ અમે પોત–પોતાના કર્તવ્યમાં અડગ રહી શકીશું. તારા પ્રેમપૂર્ણ મુખની અમૃતવાણી સાંભળીને તમામ વિપત્તિઓને હું તુચ્છ ગણી શકીશ. તું મારો જીવનસંગી થા–સહાયક થા. મારા આત્મામાં તું પ્રતિષ્ઠિત થા. મારા મોહનો અંધકાર તારું મંગળમુખ જોવામાં આવરણ રૂપ ન થાય એવા આશીર્વાદ માટે જ મારી આ પ્રાર્થના છે.

**હે અનાથના નાથ!** સંસારના તાપથી ભયભીત થયેલો મૂઢ હું પરમ આશ્રય માટે પ્રાર્થના કરું છું. પ્રભો! મારા સેંકડો અપરાધોની ક્ષમા આપી મારા પ્રત્યે પ્રસન્ન થા. હે રુદ્ર! તારા ભયાનક સ્વરૂપને ઢાંકી રાખી તારા પ્રસન્ન મુખ દ્વારા તું સર્વદા મારી રક્ષા કરજે. હું તને પોકારીને પ્રાર્થના કરું છું કે હે નાથ, મારા આત્મામાં તું પ્રગટ થા. બાળકની લાચાર અને અસહાય દશાનો જરા પણ ખ્યાલ ન કરી માતા જેમ અસીમ વાત્સલ્યભાવે તેનું પાલન પોષણ કરે છે તેજ પ્રકારે નિષ્કામ પ્રેમની અપૂર્વ સામગ્રીથી મારા અન્તઃકરણને તારા સામીપ્યનું મધુર દર્શન આપ. નાથ! તારા પ્રેમમય સહવાસથી મારો અનાથ આત્મા સનાથ થશે. પરમ રસનો પિપાસુ મારો આત્મા વારંવાર પોકારીને કહે છે કે હે નાથ! તું મારામાં પ્રકાશિત થા. મારાથી જ ઉત્પન્ન થયેલ મોહની દિવાલ વડે તું મારાથી જુદો પડી ગયો છું. તે અંતરાય તોડી નાખી તું મારી સમક્ષ પ્રગટ થા. તારા પ્રકટીકરણથી મારા સર્વ દુઃખો મટી જશે, મારા સર્વ ખેદો દૂર થશે અને મારી બધી ય આશાઓ ચરિતાર્થ થશે. પ્રભો! તું મારા આત્મામાં પ્રગટ થા!

*

**હે પ્રેમળજ્યોત !** મારા યત્નશીલ દુર્બળ હૃદયને તારા પ્રેમમય સીંચનથી સજીવન કર. મારા ચક્ષુ ઉપરનો અંધકાર દૂર કર. એક વાર તારા સ્વરૂપની ઝાંખી થવાથી મારા આકુળ નયનો જરૂર તૃપ્ત થશે. પ્રભો ! મારા હૃદયનો પ્રેમ ઊછળીને તારા માધુર્યમાં લીન બને તેમ કર. આ દીન હૃદય તને મૂકીને બીજે કયાં શાન્તિ મેળવી શકે તેમ છે ? સંસારની માયા જાળ પાછળ હું કયાં સુધી પરિભ્રમણ કર્યા કરીશ ? નાથ ! તારી કૃપાના અમૃત બિંદુથી મારા જીવનની લતા મંજરિત થશે–સુવાસિત થશે. એ અમૃતબિંદુ હૃદયમાં પ્રાપ્ત કરીને હું સમસ્ત વેદનાને દૂર કરી શકીશ. દયાળુ, પળેપળે તારા મુખદર્શનની પ્રતીક્ષા કરતો–વાટ જોતો હું તારે બારણે ઊભો છું. પરમદેવ ! શાન્તિદાન દર્શનદાન આપી કૃતાર્થ કર ! *

*આ પ્રાર્થનાના મૂળ લેખક સ્વ. દ્વિજેન્દ્રનાથ ટાગોર છે. અહીં તેનો ભાવાનુરૂપ અનુવાદ કરાવેલ છે. —સંપાદક.

## ઇતિ શ્રી સંત ચરણે

## કવિવર્ય મહારાજશ્રી નાનચંદજી સ્વામી વિરચિત તથા સંપાદિત સસ્તું સાહિત્ય

આવૃત્તિ : કિંમત

| | | |
|---|---|---|
| સુબોધ સંગીતમાળાઃ ભા. ૧-૨-૩ પાકું પુંઠું (નથી) | બીજી | ૧) |
| ,, ,, સ્ત્રી ઉપયોગી ભાગ ત્રીજો. | ચોથી | ૦)≡ |
| સામાયિક સ્વરૂપઃ સંસ્કૃત સ્તોત્રો સહિત. | બીજી | ૦)≡ |
| જૈન પ્રશ્નોત્તર કુસુમાવલીઃ વિદ્યાર્થીઓને ઉપયોગી | ત્રીજી | ૦)≡ |
| સુબોધ કુસુમાવલિઃ નિત્યપાઠ કરવા લાયક | ત્રીજી | ૦)= |
| રેસિટેશનઃ સંવાદો અને ગાયનો ભા. ત્રણ સાથે | બીજી | ૦॥– |
| સંસ્કૃત કાવ્યાનંદઃ ભા. ૧ ઉપયોગી શ્લોકોનો સંગ્રહ | બીજી | ૦)= |
| ,, ,, ભા. ૨-૩ ચૂંટી કાઢેલા એક હજાર શ્લોકો ભાષાંતર સહિત. | પહેલી | ૦॥ |
| આધ્યાત્મિક ભજનપદ પુષ્પમાળાઃ પદો ૮૫૫ પાકું પુંઠું. | ત્રીજી | ૧॥ |
| ભજનપદ પુષ્પિકાઃ પદ ૨૫૬ ફોર્મ ૧૬ | પાંચમી | ૦। |
| આધ્યાત્મિકપ્રબંધાવલીઃ (સુશીલ કૃત) પાકું પુંઠું ૩૦ ફર્મા તાત્વિક લેખોનો સંગ્રહ. | ત્રીજી | ૦॥ |
| સખીઃ (સુશીલ કૃત) સ્ત્રીઓનો સાચો સલાહકાર. | બીજી | ૦)–॥ |
| નમીરાજઃ (વાડીલાલ મોતીલાલ કૃત) રસમય નોવેલ. | બીજી | ૦। |
| જૈન સિદ્ધાંત પાઠમાળાઃ દશવૈકાલિક ઉત્તરાધ્યયન સંપૂર્ણ તથા છ સ્તોત્રો, પુચ્છિસુણં ઇત્યાદિ | બીજી | ૦॥ |
| જૈન સિદ્ધાંત પ્રકરણ સંગ્રહઃ (૩૫ થોકડાઓ) | બીજી | ૧) |
| ઉત્તરાધ્યયન સૂત્રની ૮૪ કથાઓઃ અર્ધી કિંમતે | બીજી | ૦॥ |
| પ્રાર્થના પદઃ સર્વધર્મ પ્રત્યે સમભાવ દર્શાવતી પ્રાર્થના. | ત્રીજી | ૦)= |

**ઠે. શ્રી અજરામર જૈન વિદ્યાશાળાના સેક્રેટરી લીંબડી.**

# અર્પણ વિના તર્પણ નથી

## રાગ-ભૈરવી

કાગળ તણી હોડી વડે સાગર કદી ઉતરાય ના;
ચીતરેલ મોટી આગથી, ભોજન કદી રંધાય ના.

ઔષધતણા નામો ઉચ્ચાર્યાથીજ દરદ દબાય ના;
સેવા તણી વાતો કર્યાથી, સેવ્યના દુઃખ જાય ના.

ચિંતામણિના જાપથી, ચિંતા કદી ઓલાય ના;
વિણ ધાન્ય છાલા વાવવાથી પાક ડાંગર થાય ના.

હતવીર્યના હથિયાર દેખી શત્રુઓ ગભરાય ના;
અક્રિયવાતો ભવ્યભાષણથી વિજય વરતાય ના.

જળ જળ તણા સ્મરણો કર્યે જળ વગર તરસ છિપાય ના;
ભોજન તણી વાતો કર્યાથી લેશ પેટ ભરાય ના.

અર્પણ વિના તર્પણ નથી, પુરુષાર્થ વગર પમાય ના;
કહે 'સંતશિષ્ય' સદા જગતમાં, સમજવિણ સુખ થાય ના

---